સયાજીરાવ ગાયકવાડ બે આના માળા મણકો ૨ જો.

# વડોદરાને વડલે.



સન ૧૯૧૪

આ દશમી.

લલિત.



શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ બે આના માળા-મણકો બીજો.

# વડોદરાને વડલે.



રચાયલાં

રા. લલિતનાં નવાં કાવ્યો.

પ્રકાશક.

લક્ષ્મીશંકર મહાશંકર જોશી.
મંત્રી, સાહિત્ય-પ્રકાશક કાર્યાલય.
નડીઆદ—ગુજરાત.



આવૃત્તિ ૧ લી. પ્રત. ૨૦૦૦
સંવત. ૧૯૭૦ સન. ૧૯૧૪

વિજયાદશમી.



કીંમત રૂ. ~~૦-૨-૦~~ 2/50
છુટક ~~૦-૨-૦~~

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ બે આના માળા.



# લલિત

( જન્મશંકર વિ. મહાશંકર બુચ )

જન્મ સં. ૧૯૩૩ બીજા જ્યેષ્ટ વદિ ૫ શનિવાર પ્રભાત
તા. ૩૦-૬-૧૮૭૭ જૂનાગઢ.

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ બે આના માળા.



## લલિત

( જન્મશંકર વિ. મહાશંકર બુચ )

જન્મ સં. ૧૯૩૩ બીજા જ્યેષ્ટ વદિ ૫ શનિવાર પ્રભાત
તા. ૩૦-૬-૧૮૭૭ જૂનાગઢ.

શ્રી

વડોદરાને વડલે,

રા. લલિતનાં માતાપિતાને જ

સમર્પિત.

મંત્રી.

પ્રકાશક.

# પિતૃજ્યોતિને વન્દન.

( લલિતછન્દ )

પરમ બ્રહ્મની સામ્ય જ્યોતિ જે—
જનની તાતની સ્નેહ જ્યોતિ એઃ
પ્રકટ જે કરે આત્મ જ્યોતિને—
પ્રથમ વન્દિયે પિતૃ જ્યોતિને !

ગૃહ કુટુમ્બમાં, દેશ રાજ્યમાં,
કુલ સમાજમાં, ઉગ્ર જાગતીઃ
જગત વિસ્તરી પ્રાણ જ્યોતિ જે—
પ્રથમ વન્દિયે પિતૃ જ્યોતિને !

વ્રત પ્રતાપની જાગ્રતિ ભરીઃ
ઉર અમીરસે હો ઉછાળતીઃ
વિજયદેવતા ! નેત્ર નન્દિની !
પ્રથમ વન્દિયે પિતૃ જ્યોતિને !

લલિત લાલને બાળ કોડિલાં—
પજવતાં પૂરાંઃ હોય લાડતી—
રસ વિનોદને ભાવના ભરી—
પ્રથમ વન્દિયે પિતૃ જ્યોતિને !

પિતૃ પક્ષ તિથિ

લલિત.

# બે બોલ.



ઇ. સ. ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયેલ " **લલિતનાં કાવ્યો** " ની પ્રસ્તાવના રા. **નાનાલાલ** દલપતરામ કવિએ લખી હતી. આ ફેરે એજ રા. **લલિતનાં** " **વડોદરાને વડલે** " નાં કાવ્યના આ દ્વિતીય ગુચ્છની પ્રસ્તાવના લખવાનું કામ, પ્રકાશકની ઇચ્છાને અ-ધીન થતાં, મને પ્રાપ્ત થયું છે તે માટે મને આનન્દ થાય છે. ' કાઠિયાવાડી કોકિલ '–રા. **લલિતને** ગૂજરાત પિતૃભૂમિ ક્યારની ઓળખે છે; તથાપિ પ્રસંગવશાત્ બે બોલ લખી બતાવવાનું ઉચિત થઇ પડે છે.

રા. **લલિત** ઉર્ફે **જન્મશંકર** વિ॰ **મહાશંકર બુચનો** જન્મ **જૂના-ગઢમાં** ઇ. સ. ૧૮૭૭ માં સાહિત્યના ઇતિહાસ સાથે સંબંધ ધરાવ-નાર એક સુપ્રસિદ્ધ નાગર કુટુંબમાં થયો છે. તેમનાં માતા તેમને કુમળી વયમાં મુકી વિદેહ થતાં તેઓ મોસાળમાં ઉછેરાયા છે. પરિ-ણામમાં ' નમાયાં ' માં ઘર કરી બેસતી " દીનતા " તથા " પડ્યું પાનું ઉપાડી " લેવાની શક્તિ તેમનામાં આવી રહી છે; અને એ ઉભય બળોએ તેમની જીવનઘટના ઉપર અસર કરેલી છે. સાહિત્ય-પ્રેમી પિતા તથા કુટુંબજનોની સોડમાં રહેતાં રા. **લલિતની** ચિત્ત-વૃત્તિ સાહિત્ય ભણીજ વળી, અને ગણિતાદિ વિષયો શુષ્ક લાગતાં જમાનાને અનુસરતો અભ્યાસ તેમનાથી સાંગોપાંગ ન થઇ શક્યો. સ્કુલ ફાઇનલની પરીક્ષા પસાર કરી સંતોષ માનવો પડ્યો; પરન્તુ

એથી એમની માનસિક પ્રગતિ પ્રતિબદ્ધ ન થઇ. અંગ્રેજી નિશાળમાં અભ્યાસ ચાલતો હતો તે દરમ્યાન તેમણે ગુજરાતી, સંસ્કૃત તથા અંગ્રેજી ભાષા ખંતથી ખેડેલી, અને તે એટલે સુધી કે, ગુજરાતી તથા સંસ્કૃતનું તેમનું જ્ઞાન તે સમયે સારી પ્રશંસા પામ્યું હતું. તેમના અંગ્રેજી ભાષા ઉપરના સંગીન કાબુને લઇ તેઓ "કાઠિયાવાડ ટાઇમ્સ" નામક અંગ્રેજી દૈનિક પત્રના અધિપતિ નિમાયલા, અને મુંબઇ સરકાર તરફથી તેમને તે અરસામાં માત્ર ગ્રેજ્યુએટને અપાતી સનંદી ભાષાન્તરકારની સનદ પ્રાપ્ત થઇ, ત્યાર બાદ તેઓ પ્રોફેસર ગજ્જરના સાહિત્ય મંત્રી ઇ. સ. ૧૯૧૨ માં નિમાયા, અને ત્યાંથી ઇ. સ. ૧૯૧૩ માં તેઓ વડોદરા રાજ્યના લાઇબ્રેરી ખાતામાં સાહિત્ય સેવક તરીકે જોડાવાને ભાગ્યશાળી થયા છે.

૨. લલિતે પ્રથમ ઇ. સ. ૧૮૯૦ થી ૧૮૯૩ સુધી સંસારના લ્હાવા લીધેલા, અને તે દરમ્યાન તેમની રસવૃત્તિ ચંચળ થવા પામેલી. ઇ. સ. ૧૮૯૪ માં વિધિએ તેમાં પથરો નાંખ્યો–તેમની પ્રથમ 'સખિ' આ ક્ષણિક જીવનમાંથી સીધાવી ગયાં, અને કવિના હૃદય ઉપર ઘા પડતાં તેમની શુદ્ધ સ્નેહલીલા કરૂણાત્મક થઇ પડી. તેમનામાં નૈસર્ગિક રસજ્ઞતા હતી; દીનતા હતી; 'પડ્યું પાનું ઉપાડી' લેવાની અન્તઃશક્તિ હતી; તેમાં "વહાલાંની વસમી એક વિદાય" થી હૃદયકંપ કરાવનાર ફટકો પડતાં તેમની રસવૃત્તિ જાગી ઉઠી, અને ગત અનુભવના સ્મરણે તેમના હૃદય-તાઉસના તરંગો છેડાવા પામ્યા. "આંસુની પુતળી" તેમણે આલેખવા માંડી, કલાપીનો મીઠો ચિત્તદ્રાવક કેકારવ તેમના કર્ણમાં રેડાયોઃ સ્વ. મણિલાલના સુદર્શને શ્રીકૃષ્ણના સંસ્કારો તેમના ચિત્તપટ ઉપર પાડયાઃ

સ્વ. ગોવર્ધનરામે બાલ કવિનો હાથ ઝાલ્યો, તેનાં આંસુ લોહ્યાં, આશ્વાસન આપી બળ તથા સ્વસ્થતા અર્પી દીધાં. ગુરૂમંત્રથી પ્રેરાઇ ગીત વિલાસ કરવામાં પ્રવૃત્ત રહેતાં, તેમણે ત્યાર બાદ જીવનના વિવિધ અનુભવો લેવા માંડયા. ગોંડળમાં 'મહુલી વિષે રહીને **સીતારામના** દંપતી ભાવનાં રહસ્ય તથા સૌન્દર્ય ઉકેલ્યાં; અને પછી **રાજકોટ** જતાં કવિ **નાનાલાલને** સંગે રહી ભક્તિરસની લ્હાણીમાં ભાગ લીધો. ઇ. સ. ૧૯૧૨ માં **વડોદરામાં** ભરાયલી ચોથી ગૂ. સાહિત્ય પરિષદ્ નિમિત્તે '**વડોદરાને વડલે**' નામનું અર્થ સૂચક મંગલગીત તેમને હાથે લખાયું, અને રા. **લલિત** પરિષદ્ યાત્રાર્થ **વડોદરે** આવ્યા પરિષદ સમક્ષ પોતાની પ્રસાદી રજુ કરી, શ્રોતાઓનાં દીલ લોભ્યાં–ડોલાવ્યાં–અને **લલિત** ગુજરાત પ્રિય થઇ પડયા. રા. કૃષ્ણલાલ ઝવેરી તે પ્રસંગને દૃષ્ટિ આગળ રાખી (તે વર્ષના Modern Review માં) નીચે પ્રમાણે લખે છેઃ— × × × When you hear them recited by the writer himself, accompanied by the ting-ting of the cymbals he carries with him, you are reminded of the Bhajans of Mira Bai, and, at times, the fervour of Narsinh Mehta, the two great pioneers of Bhajan Poetry in Gujarat × × × The poems are very short There is no room there for the fine working out of an idea. They are mere flashes of lightning. But during the time a flash lasts, it illumines every thing."

એથી એમની માનસિક પ્રગતિ પ્રતિબદ્ધ ન થઇ. અંગ્રેજી નિશાળમાં અભ્યાસ ચાલતો હતો તે દરમ્યાન તેમણે ગુજરાતી, સંસ્કૃત તથા અંગ્રેજી ભાષા ખંતથી ખેડેલી, અને તે એટલે સુધી કે, ગુજરાતી તથા સંસ્કૃતનું તેમનું જ્ઞાન તે સમયે સારી પ્રશંસા પામ્યું હતું. તેમના અંગ્રેજી ભાષા ઉપરના સંગીન કાબુને લઇ તેઓ " કાઠિયાવાડ ટાઇમ્સ " નામક અંગ્રેજી દૈનિક પત્રના અધિપતિ નિમાયલા, અને મુંબઇ સરકાર તરફથી તેમને તે અરસામાં માત્ર ગ્રેજ્યુએટને અપાતી સનંદી ભાષાન્તરકારની સનદ પ્રાપ્ત થઇ, ત્યાર બાદ તેઓ પ્રોફેસર ગજ્જરના સાહિત્ય મંત્રી ઇ. સ. ૧૯૧૨ માં નિમાયા, અને ત્યાંથી ઇ. સ. ૧૯૧૩ માં તેઓ વડોદરા રાજ્યના લાઇબ્રેરી ખાતામાં સાહિત્ય સેવક તરીકે જોડાવાને ભાગ્યશાળી થયા છે.

રા. લલિતે પ્રથમ ઇ. સ. ૧૮૯૦ થી ૧૮૯૩ સુધી સંસારના લ્હાવા લીધેલા, અને તે દરમ્યાન તેમની રસવૃત્તિ ચંચળ થવા પામેલી. ઇ. સ. ૧૮૯૪ માં વિધિએ તેમાં પથરો નાંખ્યો–તેમની પ્રથમ ‘ સખિ ’ આ ક્ષણિક જીવનમાંથી સીધાવી ગયાં, અને કવિના હૃદય ઉપર ઘા પડતાં તેમની શુદ્ધ સ્નેહલીલા કરૂણાત્મક થઇ પડી. તેમનામાં નૈસર્ગિક રસજ્ઞતા હતી; દીનતા હતી; ‘ પડ્યું પાનું ઉપાડી ’ લેવાની અન્તઃશક્તિ હતી; તેમાં " વહાલાંની વસમી એક વિદાય " થી હૃદયકંપ કરાવનાર ફટકો પડતાં તેમની રસવૃત્તિ જાગી ઉઠી, અને ગત અનુભવના સ્મરણે તેમના હૃદય–તાઉસના તરંગો છેડાવા પામ્યા. " આંસુની પુતળી " તેમણે આલેખવા માંડી, કલાપીનો મીઠો ચિત્તદ્રાવક કેકારવ તેમના કર્ણમાં રેડાયોઃ સ્વ. મણિલાલના સુદર્શને શ્રીકૃષ્ણના સંસ્કારો તેમના ચિત્તપટ્ટ ઉપર પાડ્યાઃ

સ્વ. ગોવર્ધનરામે બાલ કવિનો હાથ ઝાલ્યો, તેમનાં અંતર [illegible] આશ્વાસન આપી બળ તથા સ્વસ્થતા અર્પી દૈવી સુરસંગથી પ્રેરક ગીત વિલાસ કરવામાં પ્રવૃત્ત રહેતાં, તેમણે ત્યાર બાદ [illegible] વિવિધ અનુભવો લેવા માંડ્યા. ગોંડળમાં '[illegible] વિષે સ્નેહે સીતારામના દંપતી ભાવનાં રહસ્ય તથા સૌન્દર્ય ઉકેલ્યાં: અને ફરી ગુજરાતે જતાં કવિ નાનાલાલને સંગે રહી ભક્તિરસની લહાણોમાં ભાગ લીધો. ઇ. સ. ૧૯૧૨ માં વડોદરામાં ભરાયેલ ચોથી ગુ. સાહિત્ય પરિષદ નિમિત્તે ' વડોદરાને વડલે ' નામનું [illegible] મંગલગીત તેમને હાથે લખાયું, અને રા. લલિત પરિષદ ગાયક [illegible] પરિષદ સમક્ષ

" 'વડોદરાને વડલે' એટલે શું ? એનો અર્થ એટલોજ કે એ નામક ગીત લખ્યા બાદ રા. લલિતે વડોદરામાં પ્રો. ગજ્જર તથા ત્યારબાદ વડોદરા રાજ્યના આશ્રય નીચે રહી લખેલાં કાવ્યો. પુસ્તકનું નામજ કૃતજ્ઞતાદર્શક છે. રા. લલિત પોતાનો આભાર અન્ય શી રીતે દર્શાવી શકે ?

આ ગુચ્છમાં આવતાં ગીતો ગીતોજ છે એટલે કે, તેમનામાં રહેલી મૃદુતા, મધુરતા શ્રવણ કરનાર જેટલી અનુભવી શકે તેટલી તેમનો ઉપલકિયો વાંચક સમજી શકે તેમ નથી. ગૃહજીવનનાં સૂક્ષ્મ સૂત્રો આ ગીતોમાં સમાયલાં છે. રા. લલિતનો આશય ગૃહજીવનને ઉન્નત કરી, તે દ્વારા કુટુંબજીવન તથા દેશજીવન અને અન્તે માનવ જીવનને ઉન્નત કરવાનો હોય એવું સમજાય છે. 'પાયા વિનાની ઇમારત શા કામની ?' એ વિચારથી રા. લલિતની જ્યોત જાગે છે, અને તેથી તેમની ભાવમય ભાષાના ગર્ભમાં સંતાઇ રહેલા વિચારો વાચકની દ્રષ્ટિએ જો કે એકદમ ચડી શકતા નથી, તથાપિ ન્યાયની ખાતર એટલું તો કહેવુંજ પડશે કે, રા. લલિતનાં કાવ્યો વિચાર–ચેતન વિનાનાં ખાલી ખોખાં તો નથીજ. ધીમી ધારે રેડાતો વિચાર પ્રવાહજ સદા સ્પૃહણીય ગણાય છે. આ ગુચ્છમાં આવતાં ગીતોનું સાધારણ લક્ષણ કૃતજ્ઞતા છે; પતિપત્નીના પરસ્પર ધર્મો, રાજસેવા તથા નિર્દોષ પ્રેમનાં વિવિધ સ્વરૂપો વિષે કવિએ ગાયલું છે. ગીતોની ભાષા મર્માળ, પ્રસંગે પ્રસંગે લૌકિક, સંસ્કારી તથા રસઘેલાંને મનોગમ થઇ પડે તેવી છે–ક્ષુભિત હૃદયને શાંતિ પમાડનારી અને ઉપદેશોચિત શબ્દોથી ભરપૂર છે–કવિના મનોવિકાસનાં આગળનાં પગથિયાં રૂપ છે.

રા. લલિતની અત્યાર સુધીની અંધકારગ્રસ્ત થઇ રહેલી અન્ય પ્રવૃત્તિઓ પ્રકાશમાં આવવા પામે, તથા તેઓ પોતાનો લલકાર આ લાવણ્યમય પ્રદેશમાં શાંતિથી રહીને ગજાવતા રહે એટલી છેવટે પ્રભુ પ્રાર્થના કરવી એ કેવળ ઇષ્ટ છે.

નવરાત્રી સંવત્ ૧૯૭૦
**વડોદરા.** } **જ. પુ. જોષીપુરા.**

---

## રા. લલિતની કાવ્યગિરા.

આલેખતી લેખ ગૂઢત્વ ક્રીડા,
મહા ગુણ ભરી શાણીને સ્નેહી મુગ્ધા:
પ્રીતિયુક્ત રસરૂપ શિષ્યા **મી**રાંની:
ગિરા લલિતની એજ લાલિત્યવાળી !

બુદ્ધિપ્રકાશ, આગષ્ટ, ૧૯૧૪. } રા. "**નવલ**"કૃત [illegible] [illegible]

# નિવેદન.



આજે વાંચક મહાશયની સન્મુખ શ્રીમંત **સયાજીરાવ ગાયકવાડ** એ આના માળાના દ્વિતીય મણકા તરિકે **વડોદરાને વડલે** રચાયેલાં રા. **લલિત**નાં નવાં કાવ્યો રજુ કરતાં આનન્દ થાય છે.

રા. **લલિત**ને ગુર્જર પ્રજામાં ભાગ્યેજ કોઇ નહિ ઓળખતું હોય ! આ કાવ્યો એટલાં તો મધુર છે કે એકવાર વાંચવાથી સંતોષ થતોજ નથી.

આ પુસ્તકમાં રા. **લલિત**નું ટુંકામાં ઓળખાણ રા. જોષીપુરાએ સદ્‌ભાવથી આલેખી આપ્યું છે તે પરથી વાંચક સમજી શકશે કે રા. **લલિત**નું જીવન કેવી અદ્‌ભુત ઘટનાથી ભરેલું છે.

આવતા તૃતીય મણકા તરીકે જે **ગીતાંજલિ** બંગાલાના પ્રખ્યાત કવીશ્વર શ્રીયુત **રવિન્દ્રનાથ ટાગુરે** રચેલી પ્રસિદ્ધ થઇ છે અને જેની લાખો કોપીઓ વેચાઇ ગઇ છે ત્હેનો અનુવાદ આપવામાં આવશે.

છેવટે રા. **લલિતે** ત્હેમનાં કાવ્યો કંઇ પણ બદલો લીધા સિવાય છાપવાની પરવાનગી આપી છે. તેથી તેમનો અન્તઃકરણપૂર્વક ઉપકાર માની આ નિવેદન પૂર્ણ કરૂં છું.

વિજયાદશમી | **મંત્રી.**

# અનુક્રમ.



## ૧-સ્નેહસંસારકાવ્ય.


| | |
|---|---|
| કલાપીનાં સ્વર્ગસ્થ પુત્રીના સ્મરણમાં | ૯૪ |
| ઘડૂલો | ૧૧ |
| ચેતનપૂજા | ૨૯ |
| ધીરીત્વરાએ | ૨૬ |
| પ્રભુ લક્ષ્મીને પગલે પગલે | ૫૮ |
| ભક્ત દમ્પતી | ૬૨ |
| રસિયાં ઘેલાંતુર | ૬૧ |
| લગ્નનાં વધામણાં | ૪૯ |
| લગ્નમિતાક્ષરી | ૫૯ |
| વ્હાલાંઓને વન્દન | ૯૨ |
| વ્હાલાં જનનો વિનોદ | ૮૮ |
| વ્હાલાં પ્રાણ | ૯ |
| સ્ત્રી દર્શન | ૬૧ |
| સ્ત્રી દેવી | ૪૬ |
| સ્નેહનાં સ્મરણ | ૧ |


## ૨-બાલકાવ્ય.


આવકાર

આશા

કામણગારાં કામ ૪૩
ઝૂલરે હાથી ! ઝૂલ ૭૧
તાતની શી વાત ! ૧૮
દીવાળી દીવાળીએ ૯૦
નવલાં હાસ્ય ૯૬
ન્હાનાં બાલક ૨૨
પ્રભુ અને માબાપ ૩૫
પ્રભુનાં માનવ બાળ ૨૩
બાપ તે તો બાપ ૧૨
બાલક ૨૫
બાલક અને ફૂલ ૮૭
બ્હેનના સદ્ભાવ ૨૧
ભાઇનું ગીત ૮૬
માનું મ્હોં ૭
માનું હેત ૧૪
હિન્દ બ્રિટનના અમે બાલકો ૬૫


## ૩-લોક દર્શન


કાઠિયાવાડનું નવજીવન ૧૫
નડિઆદને નમન ૬૪
નવસારીનું ગીત ૬૮
ના. લૉર્ડ ને લેડિ હાર્ડિંગને ચરણે ૬૮
બન્ધુતાનું બ્યૂગલ ૪૨

| | |
|---|---|
| બ્રિટનની ધર્મબન્ધુતા | ૬૭ |
| મુમ્બઈનાં દર્શન | ૫ |
| લોક ગણેશ કીર્તન | ૭૮ |
| વડોદરાના શ્રીમંત સયાજીરાવ મહારાજાનો સુવર્ણ મહોત્સવ | ૨ |
| વડોદરાને ચરણે | ૭૨ |
| વડોદરાને વડલે | ૧ |
| શ્રીમંત સયાજીરાવ મહારાજાને સ્વાગત | ૯૩ |
| સુરતના ગુર્જરાશ્રમે | ૬૬ |
| સોરઠિયે ગુજરાત | ૮૨ |
| સ્વતંત્રતા | ૭૧ |
| હિન્દ બ્રિટન | ૩૭ |
| હિન્દી અમે તો ! | ૩૮ |
| હિન્દી વીરની જયંતી | ૭૭ |

## ૪–સૃષ્ટિ લીલા.

| | |
|---|---|
| ઋતુના રાસ | ૫૫ |
| આંબલો | ૮૪ |
| કોણ એતે અલબેલી ? | ૫૭ |
| નર્મદાનાં નીરમાં | ૫૩ |
| ફૂલ | ૧૦ |
| વસંતપંચમ | ૪૮ |
| સાગર સ્નાન | ૬ |
| સ્હાંજને સમયે | ૫૦ |

## ૫–પ્રભુ ભજન.

અમે તો દીન વત્સલ ૮
આત્માની અવતાર લીલા ૩૩
ઉત્સવોના દિવસોમાં ૯૧
ગરવાં ગુણિયલ ૪૦
જગન્નાથનું જયકીર્તન ૪૪
જયલક્ષ્મી જગદમ્બ ! ૫૨
તીર્થને ધામ ૭૯
દીનનાં દર્શન ૪૫
દીપોત્સવીનાં પ્રાણગુંજન ૮૧
દૃષ્ટિના ડંખ ૩૩
પયગમ્બર મહમ્મદ સાહેબનો પેગામ ૧૭
પ્રભુનાં પ્રદર્શન ૨૭
પ્રભુ ! તમે હો ! ૩૨
પ્રભુ તું ! ૩૭
પ્રભુ પરિવારને નિમંત્રણ ૪૭
પ્રભુ બેલી ૭૩
બોલોને, પ્રભુ, ! ૩૬
ભગવાન ક્રાઇસ્ટના પુણ્ય સ્મરણ ૧૭
ભગવાન બુદ્ધનો પ્રબોધ ૧૬
ભગવાન શંકરનો સન્દેશ ૨૪
ભક્ત નરસિંહ મહેતાનું જયકીર્તન ૯૧
ભક્ત સુદામાનું જય કીર્તન ૭૬
મનુદેવની પ્રભુતાર્થે ૮૩
માનસનાં હંસ ૩૧

# આભાર સ્વીકાર.

( ૪ ) રવિકાન્ત ભાગ ૧ લો હેના કર્તા તરફથી અભિપ્રાય માટે પુસ્તક મળ્યું છે. આ પુસ્તક વાર્તા રૂપે મુમુક્ષોની અભિલાષા તૃપ્ત કરે હેવું છે. એકંદરે પુસ્તક વાંચવા લાયક છે.

( ૬ ) ગીતા અધ્યાય ૧-૬ છે. વડોદરાના લુહાણામિત્ર સ્ટીમ પ્રેસ તરફથી મળ્યું છે. પુસ્તક વાંચવા લાયક છે.

---

| પાને | લીટીમાં | ભૂલ | ને બદલે | વાંચવું |
|---|---|---|---|---|
| ૩૦ | ૧૦ | ચર્ચા | | ચર્યા |
| ૪૭ | ૧૦ | અને કહો ! | | અનેક હો ! |
| ૬૫ | ૨ | લડાય | | લડાયક |

# વડોદરાને વડલે.



( મરાઠી સાખી ).

**સાહિત્ય પરિષદ્‌ને ચરણે.**

૧

ચાલો, રસિયાંજન ! જઇયે, હો !
વડોદરાને વડલે:
ત્રિવિધ તાપથી બળબળતે ઉર,
વિરામ ત્યાં મેળવિયે:
વિશ્રમ્ભે લઇયે વિશ્રામ:
વાત કંઇ વિચારિયે અવિરામ

૨

અહો ! ધીર ગમ્ભીર ઘટા કંઇ,
છટા ભરી એ ડોલે !
કિલકિલાર કરતાં પંખીજન,
ઉરના અબોલ બોલે !

વડોદરાના કલ્પવૃક્ષ ! તું મુકુટ કલાપે મ્હાલેઃ
યોગક્ષેમનાં સદાવ્રતે તું વર્ષે સુવર્ણ વ્હાલેઃ
પ્રજાજન ! પ્રગત પરિપુષ્ટ હો ! રામ સમ, રાજ ! કૃતકૃત્ય હો !

વડોદરાના કબીરવડ ! ગુરૂસમ નૃપાલ જન ઝાંખેઃ
પ્રભુનાં પ્રજાજનોને ઉડવે એ પ્રભુતાની પાંખેઃ
વિરાજે વિરાટ સમ જયવંતઃ પ્હેરે વૈજયંતી એ ભગવંત !

૧૮–૩–૧૩ વડોદરા



૨

## સદ્‌ભાવાંજલિ.

રાજવીર રસિયાજીરાજ ! તેં બાર વર્ષ તપ કરિયું;
ત્યારે પ્રભુની અદ્‌ભુત પ્રભુતા થકી ભાગ્ય તુજ ફરિયું !
સાધ્યાં તેં કુદરત કિરતારઃ જગતને તો જેનો આધાર !

મુકુટ ધર્યો તેં ગાયકવાડની ગાદીનો સ્થિર હસ્તેઃ
બાલરાજ ! તું વિદ્યાવ્રતથી પળ્યો રાજ્યને રસ્તેઃ
સોળે તેં તો સાધી સાન : વીશે વહી રાજધુરા ધરી ભાન !

૨

ચાલો, એ સુણિયે પ્રભુગીત !
આચરિયે પ્રભુતાની રીત !

૩

રસિયાજી રાજ પ્રેમાનન્દ
ઝૂલે ત્યાં જટાતરંગે !
રસપ્રકાશ રેલે ત્યાં હેલે-
હિંચિયે હો ઉછરંગે !
સંગવિહારે બનિયે વિશાળઃ
રસિકજન ! મ્હાલિયે જીવન રસાળ !

૩-૪-૧૨ રાજકોટ.



## વડોદરાના શ્રીમંત સયાજીરાવ મહારાજાનો સુવર્ણ મહોત્સવ.

૧

વૈજયંતી માલા ( મરાઠી સાખી ).

વડોદરાના રાજવૃક્ષ ! રસિયાજી રાજ ! વન્દન લ્યોઃ
શતાર્ધ વર્ષની વયને અંતે પ્રજાનું અભિનન્દન લ્યોઃ
રાજ ! પૂજનનું ચન્દન લ્યોઃ લોકારાધક સંતત રહો !

વડોદરાના કલ્પવૃક્ષ ! તું મુકુટ કલાપે મ્હાલે:
યોગક્ષેમનાં સદાવ્રતે તું વર્ષે સુવર્ણ વ્હાલે:
પ્રજાજન ! પ્રગત પરિપુષ્ટ હો ! રામ સમ, રાજ ! કૃતકૃત્ય હો !

વડોદરાના કબીરવડ ! ગુરુસમ નૃપાલ જન ઝાંખે:
પ્રભુનાં પ્રજાજનોને ઉડવે એ પ્રભુતાની પાંખે:
વિરાજે વિરાટ સમ જયવંતઃ પ્હેરે વૈજયંતી એ ભગવંત !

૧૮–૩–૧૩ વડોદરા



૨

## સદ્ભાવાંજલિ.

રાજવીર રસિયાજીરાજ ! તેં બાર વર્ષ તપ કરિયું;
ત્યારે પ્રભુની અદ્ભુત પ્રભુતા થકી ભાગ્ય તુજ ફરિયું !
સાધ્યાં તેં કુદરત કિરતારઃ જગતને તો જેનો આધાર !

મુકુટ ધર્યો તેં ગાયકવાડની ગાદીનો સ્થિર હસ્તે:
બાલરાજ ! તું વિદ્યાવ્રતથી પળ્યો રાજ્યને રસ્તે:
સોળે તેં તો સાધી સાન : વીશે વહી રાજધુરા ધરી ભાન !

પ્હેલી વીશીમાં સુકૃત કરીને પ્રકટ થાય તે વિરલાઃ
દેશપુત્ર એ પ્રગતિપન્થે પળાવનારા હિરલાઃ
સાધી ઉભય સિદ્ધિ તેં: રાજ! જગવજો તુજ આદર્શ સદાય!

પ્રકાશ વિદ્યાકલા તણો તું ઉર ઉર સદાય પૂરેઃ
પ્રેમપ્રમોદ તણું અંજન, પ્રભુ દિસે દૂર અદૂરેઃ
પ્રભુની પ્રજાતણા ગોપાલ ! ચિરંજીવ શુભ અર્થે ધરી વ્હાલ

વાનપ્રસ્થ દમ્પતી રાજવી! ધરો ભોગ ભૂખ્યાંનેઃ
બહુજ નહિ પણ બધાંય હિતસુખ દઇ જ દ્યો દુઃખિયાંનેઃ
ભરી દ્યો દાનાં ! ઉદાર દાણઃ લઇ લ્યો પ્રભુસેવાની લ્હાણ !

શાંત, સ્વસ્થ, સ્થિર, ધીરઃ રહીને ભાન ધરે તે સુખિયાં !
અન્ય જીવન તો સુકર્મ રચતાંઃ રાજ ! એજ સતજુગિયાં !
શ્વાસે શ્વાસે પરમહિત થાયઃ દેવ સમ એ ન કેમ પૂજાય ?

૨૧-૩-૧૩



# મુમ્બઇનાં દર્શન.

( સોરઠા. )

આજકાલની વાત, ડુંગરિયા તુજ બેટની:
તે તારો વસવાટ, મુમ્બઇ ! વધતી વેળશો !
મનહર તુજ મ્હેલાત, ઉંચી ને અલબેલડી:
સોહે તહીં સુજાત, મુમ્બઇ ! જન રસઘેલડાં !
તું ધીંગેરૂં ધામ, રાજ્ય અને વેપારનું:
મહાલક્ષ્મી સુદામ, મુમ્બઇ ! તુજ આરે વસે !
ડોલે દિલ દરિયાવ: ઝૂલે ઉજળાં આંગણાં:
રસ ફૂલડાંને લ્હાવ, મુમ્બઇ ! તુજ પલ્લવભર્યાં !
ઉજમાળે એંધાણ, લુમઝુમતા તુજ ડુંગરા !
લલિત પ્રાણની લ્હાણ, મુમ્બઇ ! લઇ દિલ ફૂલતું !
ત્હારાં સુખસૌભાગ્ય, તુજ હસતાં મ્હોંયે વસ્યાં:
દર્શનને સહભાગ્ય, મુમ્બઇ ! આંખડલી ઠરે !

દુકાળિયે અમ દેશ, અંજળઝરણી વાદળી !
રણવગડે અમ નેસ, મુમ્બઇ ! તું બસ, એક તું !
સાચાં દિલનું હેત, સાચક રહીને સિંચતાં:
એવાં વ્હાલાં પેક, મુમ્બાઇ ! તુ દિલ ર્‌હેમ દે !

આવ્યાંને સત્કાર, તેડયાંને સંભાળ, ને—
દુઃખિયાંને જઇ દ્વાર, મુમ્બઇ ! સેવા તું કરે !
લખલખતી એ લ્હાય, દુકાળિયાં મુંગાં મરેઃ
હાય સુણીને ધાય, મુમ્બઇ ! વિરલાં દેવજન !
દુકાળ કેરાં દુઃખ, કહ્યાં સહ્યાં નવ જાય હો !
ભૂખ્યાંદુઃખ્યાંને હુંફ, મુમ્બઇ ! દાનાં દિલ દિયે !
સુખિયાં પ્રભુની મ્હાંય, દુઃખિયાંને ઉદ્ધારતીઃ
એ પ્રભુતાની છાંય, મુમ્બઇ ! પ્રભુજન દઇ શકે !

૨૧-૪-૧૨ મુમ્બઇ.



## સાગર સ્નાન.

( ધીમાં ધીમાં ચાલોને, મ્હારા પ્રાણ: એ ગીતનો ઢાળ. )

આવો રસને હિલ્લોલ, વ્હાલાં પ્રાણ ! હો !
આવો, કરિયે સાગરનીરે સ્નાન, હો !
વ્હાલાં પ્રાણ ! હો !

છોળ ઉછળે ને બનિયે રસબોળ, હો ! સખિ !
રસ ઉછાળિયે, મચવિયે કલ્લોલ, હો ! સખિ !
રસ મસ્તાન: હો !
વ્હાલાં પ્રાણ ! હો !

પ્રભુ કેન્દ્રથી ઉતરે, હેત તણો હિન્ડોલ;
ચક્ર ડોલને તો બને, રસના ઘુમ્મટ ગોળ !

તહીં ઘુમિયે, કિલકિલિયે, મૃદલોલ હો ! સખિ !
રસ વિશુદ્ધિની રેલવિયે છકછોળ, હો ! સખિ !
દિલ ગુલતાન હો !
વ્હાલાં પ્રાણ ! હો !

૩–૫–૧૨ સાંતાક્રુઝ.



## માનું મ્હોં

( ચોપાઇની ચાલ. )

માનું મ્હોં તો બાળક વિના વ્હીલું,
બાળદર્શન શોધે રસીલું :
જુએ જુએ ને જોમ વધારે,
અમીરસથી બાળકને સંભાળે !

માનું મ્હોં તો સ્હાસું ને સ્હાસું:
બાળ જુએ ત્યાં એજ માયાળુ !
માનું મ્હોં તો હસતું ને હસતું:
બોલાવે ને હસાવે અમ તું !

માનું મ્હોં તો બાળકને ઉજાળે:
ઉજળે મ્હોંયે માનાં બાળ મ્હાલે !
માનું મ્હોં તો જાણે બીજો ચન્દ્રો:
વ્હાલાં ! આવો, માને વ્હાલે વન્દો !

૫-૬-૧૨ સૂરત.



## અમે તો દીન વત્સલ

( ગઝલ ).

અમે તો દીનવત્સલ હો ! દયાના દેવના દૂતો.
અમારે એક બસ, કરવાં સદા કલ્યાણનાં કૃત્યો:

અમારે આંગણે આવે પ્રભુજી રંકને વેશે !
અને એ ચેતવે અમને વિચરવા દીનને દેશે:

પ્રભુ પગલે ગજે દૈવી સમૃદ્ધિ જે વિશુધ્ધિની:
અમે એ લ્હાણુ જઇ દઇયે દીનોને દ્વાર રસભીની !

પ્રભુની એ પ્રસાદીથી ઉરે આનન્દ તો રેલે
જગતના સેવને જીવતાં સદા ધૂમિયેજ રસહેલે !

૨-૮-૧૧



## વ્હાલાં પ્રાણ.

( ચોપાઇની ચાલ )

૧

એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જે દિલ વસિયાં દેવ સમાન !
એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જેને શરણે વળે વિરામ !
એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જે શું લાગી પ્રીતિપુરાણ !
એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જે શું બનિયે રસમસ્તાન !

૨

એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જેનું દિલ દરીયાવ સમાન !
એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જે શું લાડિલાં લે લ્હાણ !
એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જેનાં થઇ રહિયે વેચાણ !

એ તો એક જ વ્હાલાં પ્રાણ:
જે આપે પ્રભુતાનું ભાન !

૨-૮-૧૨.



## ફૂલ.

( આશાવરી–દાદરો. )

ફૂલ તે કાંઇ ફૂલ :
વ્હાલાં ફૂલડાં પર દિલ ડૂલ !
હળવાં વ્હાલાં ફૂલ :
જાણે દિલભર દિલ મશગૂલ !
મધુરાં વ્હાલાં ફૂલ :
એ તો ફિલવે દિલ–બુલબુલ !
ઉજળાં વ્હાલાં ફૂલ :
એ તો પ્રજવાળે દિલ ગુલ !
કુમળાં વ્હાલાં ફૂલ :
એ તો પ્રેરે પ્રાણ પ્રફુલ્લ !
વ્હાલાં જેવાં ફૂલ :
જાણે પ્રભુમૂર્તિ અણમૂલ !

૧૫–૧૦–૧૨ વડોદરા.



# ઘડૂલો.

( કુંજલડીરે સંદેશો અમારો જઇ વ્હાલમને કહેજોજીરે. એ લોક ગીતનો ઢાળ )

સુણજો સાહેલી, વાત:
મારે ઘડૂલો–
દિલનો મુજ દેવ હો હુલાવતી હું રે !

સંસારે એક સાથ,
મારે ઘડૂલો–
હેતે ભરેલ હો હુલાવતી હું રે !

સૂરજ ચાંદાની જાત,
મારે ઘડૂલો–
તારલે જડેલ હો હુલાવતી હું રે !

પૃથ્વી પાતાળ ભાત,
મારે ઘડૂલો–
સ્વર્ગ ચીતરેલ હો હુલાવતી હું રે !

પ્રાણનો પુરાણ નાથ,
મારે ઘડૂલો–
જ્યોતિર્જ્વલંત હો હુલાવતી હું રે !

જીવતરનું લક્ષ્ય માત્ર,
મારે ધડૂલો-
એને સંકેત હો હુલાવતી હુંરે !

સુન્દર સૌભાગ્ય રાજ,
મારે ધડૂલો-
ધરતાં શિરમોર હો હુલાવતી હુંરે !

રહેજો અખંડ તાજ,
મારે ધડૂલો-
આત્માનો કિરીટ હો હુલાવતી હુંરે

૬-૧૧-૧૨.



## બાપ તે તો બાપ.

( આશાવરી-દાદરો )

બાપ તે તો બાપઃ
પિતાના સઘળા મહા પ્રતાપ
દાના ને દિલ સાફ઼ઃ
તે તો બાલઘેલા બાપ !

વાંક કરતા માફ઼:

  તે તો એક વ્હાલા બાપ !

જીવનના સંતાપઃ

  તે તો ટાળનારા બાપ !

બુદ્ધિબળની છાપઃ

  તે તો આપનારા બાપ !

જયસિદ્ધિને તાપ,

  આત્મ જગાવનારા બાપ !

બાપ સવાઈ, આપ–

  –કર્મી સપૂત બનાવે બાપ !

પ્રભુ જગતના તાતઃ

  તેનું ભાન કરાવે બાપ !

જપિયે શા ગુણજાપ ?

  વન્દી, અધીન રહીયેઃ તાત !

૯-૧૧-૧૨



# માનું હેત

( આશાવરી-દાદરો. )

માનું તે કાંઇ હેત !
માના કળાય નહિ સંકેતઃ
મા બોલે બે વેણ–
ત્યારે સામાં ભરતાં નેણ !
મા રહી રહીને જોય–
ત્યારે પ્રભુને સ્મરતાં હોય !
માનું સાચું વ્હાલ !
મા લેતાં સાચી સંભાળ !
માને હૈયે તાતઃ
તેને તેજ ઉજાળે માત !
તાત રમાડે બાળ,
મા તો હસતાં ઉરઉછાળ.
માના ગુણ શું ગાય ?
બાળક કાલાંઘેલાં થાય !

૧૨-૧૨-૧૨



# કાઠિયાવાડનું નવજીવન.

( સોરઠા )

ડુંગરિયો અમ દેશ, સોહે દેવભૂમિ સમો:
પુરાણ પુણ્ય પ્રદેશ, આજ કાઠિયાવાડ એ!
સિંહણસુત સુજાત, ગજવે ગિરિનાં ગહન વન:
સુન્દર એજ સુરાષ્ટ્ર: આજ કાઠિયાવાડ એ!
ઉત્તરાશ્રમે વાસ, શ્રીકૃષ્ણે પણ જ્યાં કર્યો,
પડે પૂરો વિશ્વાસ: એજ કાઠિયાવાડ અમ!

હિન્દ તણે સામ્રાજ્ય, રાજે બ્રીટનનો મુકુટ!
તેમ હિન્દને આજ, સુહવ કાઠિયાવાડ! તું:
પ્રકટે તુજ સપૂત, ધર્મભક્તિને ભાવ કંઇ:
રાજભક્તિને દૂધ પ્રગત કાઠિયાવાડ! થા!
રાજયોગને કામ, પ્રજા રાજવી ઘુમાવતાં—
રાજવીરોનું ધામ, પ્રબળ કાઠિયાવાડ! રહે:

પ્રજાપુત્ર, રજપૂત, સેવે દેશ વિદેશ કંઇ!
સત્યાચારે શુદ્ધ, સદા કાઠિયાવાડ! રહે:
જગત ધપે છે આજ જીતવા સ્વર્ગ વિમાનથી:
સજી તેજના સાજ; ઉડ, કાઠિયાવાડ! હો!

જુએ હિન્દ ગુજરાત તને ય જમણી બાંહ્ય સમ !
સામ્રાજ્યે જ સ્વરાજ્ય ખિલવ, કાઠિયાવાડ ! તું :

૧૯-૧૨-૧૨



## ભગવાન્ બુદ્ધનો પ્રબોધ.

( ભૈરવી-ત્રિતાળ )

બુદ્ધને પ્રબોધ, બાપુ !
તું પ્રબુદ્ધ હો !
સ્નેહને રસાયને તું
સિદ્ધ શુદ્ધ હો !
આ જ દેહ આ જ દુનિયાનો
ઉજાળ હો
દીનનો મનુષ્યદેવ
તું દયાળ હો !
આત્મસિદ્ધિનો સદા
જગાવનાર હો
આંગણે અશોકનો તું
વાવનાર હો !

૩૧-૧૨-૧૨



## પયગમ્બર મહમ્મદ સાહેબનો પેગામ.

( સોરઠા. )

કહી ગયા ય કબીર, એક પ્રભુની વાત કંઇ:
હિન્દી પ્રસંગવીર ! મુસ્લ ઇમાની આચરો:

અજબ ખુદાઇ નૂર, ખીરાદરીને બાંધજો:
જૂદાઇ ન હો જરૂર, બાંહ્યધરી ઇકબાલ હો:

કુરાનને તરવાર, અભય સ્વસ્થતા આપજો:
એક ખુદાના યાર, હિન્દુ મુસલમીન સર્વ હો !

૩૧-૧૨-૧૨.



## ભગવાન્ ક્રાઇસ્ટનાં પુણ્યસ્મરણ.

( આશાવરી-દાદરો )

ક્રાઇસ્ટનો આદેશ એક એ સદૈવનો:—
દુઃખીને દયાનાં દાન એજ દો ને દો:
અનાથને ઉગારવાનાં પુણ્ય લ્યો ને લ્યો !

ક્રાઇસ્ટનો સંદેશ એક એ સદૈવનોઃ—
દીન આંખને જગાવતાં લૂછો, લૂછો;
મ્લાન ઉરને હસાવવા હસો, હસો !

ક્રાઇસ્ટનો ઉદ્દેશ એક એ સદૈવનોઃ—
એક તાત કેરાં ઘેલાં બન્ધુઓ બનોઃ
જગતમાં ઉમંગ શાંતિ પ્રેરનાર હો !

ક્રાઇસ્ટનો તો સ્મરણશેષ એ સદૈવનોઃ—
સંત પ્રભુ બાલ ત્યાં સદા વસંત હો !
અન્ય આત્મને ઉજાળનાર વંઘ હો !

૧-૧-૧૩



## તાતની શી વાત !

( આશાવરી--દાદરો )

તાતની શી વાત ?
જે હિત ચિંતવે દિનરાત.
એ તો એકજ તાત,
બાળકનાં સુખ જેને હાથ.

તાતનાં કાંઈ તેજ !
એ તો કરતાં રોજ સતેજ:

તાતનાં કાંઈ હેત !
એ તો રાખે આત્મ સચેત:

તાતની કાંઈ છાય
શીળી શાંતિ સદા છવાય !

તાતને દિલ માત:
એનાં જાયાં બને સુજાત !

૨-૧-૧૩:



## સ્નેહનાં સ્મરણ

( મધુર સૂર ક્યાંથી આ સંભળાય–એ આશાવરીની છાયવાળા ગીતની ચૂંચ )

સુન્દર મધુરાં સ્મરણ સ્નેહનાં
બ્હાલાં લાગે અપાર !

બ્હાલાં લાગે અપાર, તેને
વન્દન વારંવાર !
સ્નેહનાં સ્મરણ અમીરસધાર !

રસમાં નવરાવે, નીતરાવે,
　　　　રીઝાવે રસખોળઃ
મસ્ત બનાવી નિત્ય નચાવે,
　　　　ઉછળાવે રસછોળ;
　　　　સ્નેહનાં સ્મરણ રસાયનસાર !

રસ ઝુલવારે રમ્ય પ્રસંગો–
　　　　ભવ્ય ભરે ભણકારઃ
સૂર મધુર પ્રિયજનના ગજવે,
　　　　અહો ! લલિત લલકાર !
　　　　સ્નેહનાં સ્મરણ અકલ રણકાર

રસટસિકાએ વ્હાલાં જનના–
　　　　રચાય કંઇ આકારઃ
બોલાવે રસઘેલાં એનેઃ
　　　　એવો રસ અવતાર !
　　　　સ્નેહનાં સ્મરણ એક આધાર !



## ૨૧

## બ્હેનના સદ્ભાવ.

( આશાવરી-દાદરો. )

બ્હેન તે તો બ્હેન:
    દુ:ખમાં દિલને વાળે વ્હેન !

બ્હીલાં વેણે બ્હેન,
    સાચે ભાવ સ્મરે દિનરેન !

માની મૂર્તિ બ્હેન:
    એની આંખે તો દિલરૂહેમ !

વ્હાલાં લાગે બ્હેન:
    માયાળુ એ માની જેમ !

ભાઇયેલાં બ્હેન,
    ઓછાં ઓછાં નમતે નેણ !

બન્ધુનાં દુ:ખ બ્હેન
    ધોતાં આંસુડાંને વ્હેન !

વીરા વન્દે, બ્હેન !
    ધરતા રક્ષાનાં વ્રતનેમ !



## ન્હાનાં બાલક.

( ચોપાઇની ચાલ )

ન્હાનાં બાલક ! આવો રે આવો,
આવી ઓચિંતાં વ્હાલાં લગાવો.

ન્હાનાં બાલક ! બોલો રે બોલો,
કાલા બોલે ડોલાવો ને ડોલો.

ન્હાનાં બાલક, ના, ના રીસાઓ,
રીસાઓ ત્હોયે શાને હસાવો ?

ન્હાનાં બાલક ! ઘૂમો રે ઘૂમો,
બ્હાવરાં બનાવે તમ ખૂમો.

ન્હાનાં બાળક ! ઝૂલો રે ઝૂલો,
ફૂલાવો વ્હાલાં માલતીશાં ફૂલો !

ન્હાનાં બાલક ! ખેલો રે ખેલો,
તમને જોઇ થાતો જીવ ઘેલો.



૨૩

# પ્રભુનાં માનવબાળ.

( દોહરા. )

માત તાત રૂપે પ્રભુ,
　　સંભાળે મનુબાળ:

ભલા પ્રભુ ભગવાનને
　　સંભારે મનુબાળ !

મલકે ને મ્હાલે સદા,
　　પ્રભુનાં માનવબાળ !

ઉછળતે હૈયે ભજે
　　પ્રભુને માનવબાળ !

સરળ વિમળ ને ઉજળાં,
　　પ્રભુશાં માનવબાળ—

પ્રભુતાનાં પગલાં ભરે
　　પ્રભુસમ માનવબાળ !

3-૧-13



## ન્હાનાં બાલક.

( ચોપાઇની ચાલ )

ન્હાનાં બાલક ! આવો રે આવો,
આવી ઓચિંતાં વ્હાલાં લગાવો.

ન્હાનાં બાલક ! બોલો રે બોલો,
કાલા બોલે ડોલાવો ને ડોલો.

ન્હાનાં બાલક, ના, ના રીસાઓ,
રીસાઓ ત્હોયે શાને હસાવો ?

ન્હાનાં બાલક ! ઘૂમો રે ઘૂમો,
બ્હાવરાં બનાવે તમ બૂમો.

ન્હાનાં બાળક ! ઝૂલો રે ઝૂલો,
ફૂલાવો વ્હાલાં માલતીશાં ફૂલો !

ન્હાનાં બાલક ! ખેલો રે ખેલો,
તમને જોઇ થાતો જીવ ઘેલો.



૨૩

## પ્રભુનાં માનવબાળ.

( દોહરા. )

માત તાત રૂપે પ્રભુ,
સંભાળે મનુબાળ:

ભલા પ્રભુ ભગવાનને
સંભારે મનુબાળ !

મલકે ને મ્હાલે સદા,
પ્રભુનાં માનવબાળ !

ઉછળતે હૈયે ભજે
પ્રભુને માનવબાળ !

સરળ વિમળ ને ઉજળાં,
પ્રભુશાં માનવબાળ—

પ્રભુતાનાં પગલાં ભરે
પ્રભુસમ માનવબાળ !

૩-૧-૧૩



# ભગવાન્ શંકરનો સન્દેશ.

(કાલીંગડાની ધૂન)

જગતના નિવાસીઓ !
તજી દ્યો ઉદાસીઓ:
અભયના ઉપાસી હો:

જયધર્મ પ્યાસી હો:
જગતના નિવાસીઓ !

સત્ય બ્રહ્મભોગી હો:
મસ્ત રાજયોગી હો:
સર્જ કર્મયોગી હો:

સેવના સુવાસી હો:
જગતના નિવાસીઓ !

સ્વસ્થ સિદ્ધજ્યોતિ હો:
નિજાનન્દ મૂર્તિ હો:
શાંતિની વિભૂતિ હો:

વ્હાલના વિલાસી હો:
જગતના નિવાસીઓ !



## બાળક.

( લાવણી )

માત તાતની માયાઃ
　　　　એતો બાળક એક કમાયાં !

માત તાતનાં છાયાં–
　　　　બાળક બનતાં આપ સવાયાં !

માત તાતને વ્હાતાં–
　　　　બાળક ક્યાંય ન લેશ સમાતાં !

માત તાતને ધાતાં–
　　　　બાળકને સઉ ચ્હાતાં સ્હાતાં !

માત તાતને વ્હાલાં–
　　　　બાળક ઉજળાં ને ઉજમાળાં!

માત તાતને નમતાં–
　　　　બાળક પ્રભુને સઉને ગમતાં !



# ભગવાન્ શંકરનો સન્દેશ.

(કાલીંગડાની ધૂન)

જગતના નિવાસીઓ !
તજી દ્યો ઉદાસીઓ:
અભયના ઉપાસી હો:

જયધર્મ પ્યાસી હો:
જગતના નિવાસીઓ !

સત્ય બ્રહ્મભોગી હો:
મસ્ત રાજયોગી હો:
સર્જ કર્મયોગી હો:

સેવના સુવાસી હો:
જગતના નિવાસીઓ !

સ્વસ્થ સિદ્ધજ્યોતિ હો:
નિજાનન્દ મૂર્તિ હો:
શાંતિની વિભૂતિ હો:

વ્હાલના વિલાસી હો:
જગતના નિવાસીઓ !



# પ્રભુનાં પ્રદર્શન.

( કહાનરાનો લય. )

એક પ્રભુ સચરાચર ન્યાળું,
અદ્‌ભુત બાહ્યાંતરે નિહાળું !

ભવ્ય પ્રભુને ભાવે વન્દું,
વિરાટને ધ્યાને આનન્દું !

રમ્ય પ્રભુને હૃદય ઝુલાવું,
વામનને પ્રદર્શન મ્હાલું !

ચેતન માત્ર પ્રભુમય પૂજું,
ચેતન સેવામાં હું ઝૂઝું.



# ધીરી ત્વરાએ !

( બંસરી બજાવો કહાન, ધીરે ધીરે—એ ગીતની ધૂન )

ધીરે જીવન સિતાર ઝણઝણાવો ધીરે ધીરે:
ધીરી ત્વરાએ, વ્હાલાં ! રસ જમાવો ધીરે ધીરે !

સ્નેહના તરંગ શ્વાસેશ્વાસ ઝીલો ધીરે ધીરે !
ધીરી ત્વરાએ જગતને જગાવો ધીરે ધીરે:

અમીના તરંગ આંખે આંખ ઝીલો ધીરે ધીરે:
ધીરી ત્વરાએ જગતને ઝુલાવો ધીરે ધીરે !

અભયના તરંગ રોમેરોમ ઝીલો ધીરે ધીરે:
ધીરી ત્વરાએ જગને રસ ઝીલાવો ધીરે ધીરે:

તેજના તરંગ આત્મપાંખ ઝીલો ધીરે ધીરે:
ધીરી ત્વરાએ જગતને ઉડાવો ધીરે ધીરે !

ધીરે વ્હાલાં ! ધીરે ધીરે, ગાઓ ઘૂમો ધીરે ધીરે:
ધીરી ત્વરાએ જગન્નાથ જય ગજાવો ધીરે !

૩-૧-૧૩ ડાકોર



# પ્રભુનાં પ્રદર્શન.

( કહાનરાનો લય. )

એક પ્રભુ સચરાચર ન્યાળું,
અદ્‌ભુત બાહ્યાંતરે નિહાળું !

ભવ્ય પ્રભુને ભાવે વન્દું,
વિરાટને ધ્યાને આનન્દું !

રમ્ય પ્રભુને હૃદય ઝુલાવું,
વામનને પ્રદર્શન મ્હાલું !

ચેતન માત્ર પ્રભુમય પૂજું,
ચેતન સેવામાં હું ઝૂઝું.



# વીરને વધામણાં.

( મહાડ )

વધાવિયે હો વીર ! આવો,
    ફૂલ મોતીને થાળ;

તારે હસતે નેન વસિયાં—
    જયરંગીલાં તેજઃ
એજ અમોને વસમી વેળે—
    કરતાં રોજ સતેજ !

આવ્યો, આવ્યો વિરલો વીરો,
    બાહૂ અમ બલવંત !
ભારઉતારણ બન્ધુપ્રેમી,
    હો જગદીપ જવલંત !

પ્રસંગમાં તું રંગ જ રાખે,
    તુંથી ઉજળો દેશ;
તારાં સ્મરણાં, તારાં દર્શનઃ
    એ અમ જીવનશેષ !

તારે પગલે યશ ને જય, હો !
શાંતિ તારે બોલઃ

તારી સાને અબોલ પળિયેઃ
એજ અમારો કોલ !

ઉજ્વલતા, સિદ્ધિ, સુપ્રતિષ્ઠાઃ
આત્મજીવન્ આદર્શ !

આચરતાં એ પ્રચારવામાં–
તુજ સમ અમ ઉત્કર્ષ !



## ચેતન પૂજા.

( ભૈરવી--ત્રિતાલ, ત્રોટકની ચાલ )

સખિ ! ચેતન પૂજન ચાલઃ અહો !
સુખકારક જીવન મ્હાલઃ અહો !

સખિ ! એક અચેતનને જ જુએ,
ક્યમ તે ન અચેતસમાં જ રહે ?

સખિ ! ચેતનને રસસિંચન દે,
હિતચિંતક એ જ સચેત રહે !

સખિ ! જીવનકુંજ અહો ! રાચિયે:
સુકુમાર કુમાશભર્યાં રહિયે !

સખિ ! સંજીવને જીવ સર્વ સજે,
વિમળાં જન આત્મઉજાસ ઝીલે !

સખિ ! જીવન પ્રાણીઁ તણું પ્રકટે,
પ્રભુનાં જન એ જ સુવાસ ધરે !

સખિ ! એક અગમ્ય પ્રભુ વિહરે:
પણ એ જ અનેક રૂપે વિચરે !

સખિ ! તો પછી હેતભર્યાં રહીને,
પ્રભુની ચર્ચા બસ, આચરિયે !

૪–૧–૧૩ વડોદરા.

## માનસનાં હંસ.

રામ બાણ વાગ્યાં હોય તે જાણેઃ ધના ભક્તના એ ભજનની ધૂન )

માનસનાં હંસ ચણે મોતીઃ
  હો મનવાજી !
    મોતીનાં તે કાંઇ જ્યોતિ !

ઊંચી રસવૃત્તિને તેજતરંગે,
  ઉરની લક્ષ્મી અડોલ ડોલેઃ

સ્મિતનાં મોતી એના કમલને ઝુલાવેઃ
  હંસલાં ચણે ને ચ્હડે ઝોલે ! હો મનવાજી

એક ગુણજાણ તો હંસલાં વિરલાં,
  ગૌર ને ગૌરવવાળાંઃ

વિમળાં, કુમળાં ને સરળ રસાળાં–
  હંસલાં ધરે મોતી રસાળાં ! હો મનવાજી

જગને જય આશાની નજરે નિહાળી,
  મોતીનાં જ્યોતિથી ઉજાળેઃ

એ તો એ એકલાં હંસલાં સંતો–
  જીવન જયવંત હો બનાવે ! હો મનવાજી



# પ્રભુ તમે હો !

( બ્રિજમાલી પ્યારે કનૈયારે માખન ચોરઃ એ ભૈરવીના ગીતની ધૂન )

પ્રભુ ! તમે પરખાવ–
હો એકાકાર !

અકળ કળાવલ, પ્રકટ પ્રભામયઃ
ભક્તિને તાને નિરખાવ–
હો એકાધાર !

સરલ સ્વરૂપધર, વિરલ કંઇકમયઃ
સ્નેહની સાને સમજાવ–
હો એકાચાર !

પ્રાણપ્રદર્શને, ચેતનસંચલનેઃ
સંતોને પગલે તો પમાવ–
હો એક અપાર !

## દ્રષ્ટિના ડંખ.

( પી લે શરાબ મઝેદાર—એ ગીતની ધૂન )

દ્રષ્ટિના ડંખ સહ્યા કેમે ન જાય:
દ્રષ્ટિમાં દેવસમાં રહિયે !

દ્રષ્ટિને ડંખ દિલ દાનાં દુઃખાય:
દ્રષ્ટિએ તો અધીન રહિયે !

દ્રષ્ટિને ડંખ ઉર સળગે કંઇ લ્હાય:
દ્રષ્ટિને દાન અમી ઝરિયે !



## આત્માની અવતારલીલા.

( રામબાણ વાગ્યાં હોય તે જાણે—ધના ભકતના એ ધનાશ્રીના પદની ધૂન ).

હો મારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે !
એની સાને મુજ આત્મા હાલે ચાલે;

દૂધમલ દેહને ઉજળે દેવળિયે,
એકજ્યોતિને હિંડોળ હાલે:

ભાવમોતીસર એને સાંધીને,
આત્મા અધીન હો ઝૂલાવે !
હો મારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે !

જોતો ન જોતો હોય અંતર પરોવતાં,
એક જ્યોતિનો પ્રકાશ ઝીલે:

એ તો એ એક ને અનન્ય અંશ આત્મા,
પ્રોજ્વલ કિરણ શો જગે મ્હાલે !
હો મારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે !

દુઃખીયાંને દ્વાર જઇ, પતિતની બાંહ્ય ધરી,
અધમને અહો ! સદા ઉદ્ધારે:

સંતાવતાર એ અંશકિરણ આત્માને-
એક પ્રભુ આપ સમ જગાવે !
હો મારે તો એક પ્રભુ અંતરમાં મ્હાલે !

૬-૧-૧૩



# પ્રભુ અને માબાપ.

( મ્હાડની ધૂન )

પ્રભુ તો પ્રાણ સમાં માબાપઃ
પ્રભુના જપિયે હો ગુણજાપ !

પ્રભુ તો સોંપે ન્હાનાં બાળઃ
ધરે પણ સાચી એ સંભાળ !

પ્રભુનાં રહી બાળગોવાળઃ
કરે માબાપ આળપંપાળ !

પ્રભુની કૃપા થકી ઘરબારઃ
કરે ન્હાનાં બાળક કિલકાર !

પ્રભુનાં સ્વરૂપ ન્હાનાં બાળઃ
સુદર્શન એનાં પ્રાણઉજાળ !

૧૦-૧-૧૩



# બોલોને પ્રભુ !

( પિયા કો સંદેશો મોરો કહિયો જાય, કાગારે ! જા તું જા ! એ ગીતની ધૂન)

બોલોને, બોલોને, બોલોનેઃ પ્રભુ !
　　શા માટે અબોલા લીધા છે ? પ્રભુ !

પિતા ! પિતૃ જ્યોતે છાઓ છોઃ પ્રભુ !
　　ઉલ્લાસે આત્માને જગવો છો પ્રભુ !

સચરાચર વિહરો સઉજેવાં, મહા પ્રભુ !
　　બહુ રૂપે વિલસવાના હેવાઃ પ્રભુ !

છુપાતા ભમો છો તે શાના ? પ્રભુ !
　　સંતોની નજરે નવ રહો છાનાઃ પ્રભુ !

જોયા છે, જોઉં છું, જોઇશેઃ પ્રભુ !
　　તમ પગલે પગલે હું ભમીશેઃ પ્રભુ !

બોલો નહિ ત્હોયે બોલાવીશેઃ પ્રભુ !
　　બોલી બોલીને હસાવીશેઃ પ્રભુ !



# હિન્દબ્રિટન.

( ગઝલ ).

અહો ! કંઇ અકલ પ્રભુઇચ્છા સુહાવે હિન્દ બ્રિટન !
અને કંઇ એજ સત્તા આજ જગવે હિન્દ બ્રિટન !

જગત ચોખંડમાં સામ્રાજ્ય ચલવે એક બ્રિટનઃ
ધપ્યે કંઇ જાય એતો એકચક્રવે એક બ્રિટન !

ઝુલવશે ચૌદચોકડી રાજ્ય હસ્તે એક બ્રિટનઃ
અવશ સ્વંસ્થાનમય વિકસાવશે સામ્રાજ્ય બ્રિટન !

બ્રિટિશ મહારાજ્યમણિ તો એક માને હિન્દ, બ્રિટનઃ
મણિ અજવાળતાંજ પ્રકાશવા દેશેજ બ્રિટન !

સ્વયં જ્યોતિ પ્રકટતાં તો પીછાને વીર બ્રિટનઃ
શૂરા હિન્દી ! ઉભા રહો જ્યાં ઉભા બહાદૂર બ્રિટન !

કદમ તો એકસરખે કૂચ કરિયેઃ હિન્દ ! બ્રિટન !
નિરખી નિર્ભયિજ નિજ સમ, સ્વસ્થ કરશે હિન્દ, બ્રિટન!

પરસ્પર આશના ઉચ્છ્વાસ ભરશે હિન્દ બ્રિટનઃ
ધરી સામ્રાજ્ય શિર, સ્વરાજ્ય કરશે હિન્દ, બ્રિટન !

સ્વરાજ્યે સિધ્ધ ને બલવંત બનશે હિન્દઃ બ્રિટન !
સદા વીરબન્ધુ સમ તુજ સંગ ઝૂઝશે હિન્દઃ બ્રિટન !



# હિન્દી અમે તો.

( ગઝલ. )

પ્રભુજીનાં પ્રજાજન હિન્દ વસિયે હો ! અમે તો !
હળી મળીનેજ ઘૂમિયે સ્વસ્થ સઉ હિન્દી અમે તો:

ઉંચે ઇન્દુ પ્રકાશે તેમ હિન્દુસ્થાન ચળકે:
ચમત્કારે જગત ચમકાવિયે હિન્દી અમે તો !

અમારે અંશ રાજે રાજયોગીરાજ એ હો-!
ધુરંધર ધર્મના સામ્રાજ્યના હિન્દી અમે તો !

સદાવ્રત ન્યાય તેમજ નેહનાં ધરિયે સુભાવે:
પિતા પ્રભુના સ્વદેશે દેશપૂત હિન્દી અમે તો !

અમારો હિન્દ તો દેશેન્દ્ર સમ સોહે સદાનો;
સુહવિયે જગત જયશૃંગારથી હિન્દી અમે તો !



# આવકાર

( મ્હાડની ધૂન )

આવો, બ્હાલાં પ્રાણ !
આવો, ફૂલની લ્યો આ લ્હાણ.
આવો, બ્હાલાં પ્રાણ !
ફૂલ ઉજાસની લ્યો લ્હાણ.
આવો, બ્હાલાં પ્રાણ !
ફૂલ સુવાસની લ્યો લ્હાણ.
આવો, બ્હાલાં પ્રાણ !
ફૂલ કુમાશની લ્યો લ્હાણ.
આવો, બ્હાલાં પ્રાણ !
ફૂલ હળવાશની લ્યો લ્હાણ.
આવો, બ્હાલા પ્રાણ !
દ્યો એક ફૂલજીવનની લ્હાણ.

૧૧-૧-૧૩



# ગરવાં ગુણિયલ.

( રામબાણ વાગ્યાં હોય તે જાણે—એના ભકતના એ ભજનની ધૂન )

હો બાપુ ! ગુણ દાખે તે ગુણિયલને વન્દિયે :
એ ગરવાં જનને અધીન રહિયેઃ હો સાધુ !

માયાવી મન્દિરને જુવે ન જાણે, ને-
માટીનું માળખું જ નાણેઃ
એવી આંખે જગત પ્રપંચી આ પુતળાંને-
પામર પતિત હો પ્રમાણેઃ હો સાધુ !

કિરતાર કારીગર હળવે હાથે,
કારસા કારમા રચતા :
એક ફૂંક હેત તણા ચેતનની મારે, ત્યાં-
જીવતાજીવ કંઇક થનગનતાઃ હો સાધુ !

સંતો એ જીવતા જીવના જગતને,
વન્દી વન્દીને આનન્દે :
તેમાં યે માનવના સદ્‌ગુણની લીલાને-
જોઇ જોઇ નાચવા મંડે : હો સાધુ !

સુન્દરતા જોતાં એ સુન્દરતા દાખે, ને-
સુન્દરતાએ જગ શૃંગારે :
સુન્દર સંસારનાં સુન્દર સંસારિયાંને-
પૂજે પ્રભુની હારે ! હો સાધુ !

૧૨-૧-૧૩



# પ્રભુ તું !

( હંસ તનધનકી કૌન બડાઇઃ એ ભક્ત કબીરજીના પદની ધૂન )

એક અનાદિ અનન્ત પ્રભુ તું :
  મધ્ય સદા વિલસંત પ્રભુ તું !
પ્રકટ પ્રકાશ સ્વરૂપ પ્રભુ તું :
  જીવન માંહ્ય વસંત પ્રભુ તું !
જ્યાં નિશદિ પરખાય પ્રભુ તું :
  ત્યાં અમને વિહરાવ પ્રભુ તું !
અદ્‌ભુત રમ્ય સુહાય પ્રભુ તું :
  તું મય અમને સુહાવ પ્રભુ તું !
એક તું એક તું એક પ્રભુ તું :
  ભવ્ય લીલા મહિ લલિત પ્રભુ તું !

૧૬-૧-૧૩

## બન્ધુતાનું બ્યૂગલ.

( ઇંગ્લીશ ટ્યૂન )

જાગો, જાગો, બન્ધુ બંધાય !
બન્ધુતાનું બ્યૂગલ વાય:

દુઃખની ચીચીયારી સંભળાય;
લડાઇ, રેલ કે લાગી લ્હાય !

દોડો ને ધો સાચી સહાય:
ઝાલો બૂડ્યાં બળ્યાંની બ્હાંય !

લાગો કામે તોડી કાય:
દુઃખિયાં જીવે તો જીવાય !

અંતરમાંથી જે કો ચ્હાય:
ભૂલી ભેદ જ જાતે સ્હાય:

વીરા ! પળાય તે સદ્ધર્મ !
શૂરાં કરાય તે સત્કર્મ !

ધાતાં આવી વસમી વેળ—
તે તો મનુષ્ય નહિ પણ દેવ !

વર્તે આવા કાળા કેર:
ત્યારે ઉડે દયાની સેર !

જાગે અનેકના આત્માંશ:
તેમાં પ્રભુ ધૂણે અંશાંશ !

હાથેહાથ ધરો આધારઃ
આચરો પ્રભુતાનો આચાર !
રેલ કે લ્હાય રોગ દુષ્કાળઃ
ત્રાસને પ્રસંગ લ્યો સંભાળ !
બન્ધુઓ ! બેલડિયે બંધાવઃ
ધપાવો પ્રભુઆશ્રય એ નાવ !

૧૭-૧-૧૩.



## કામણગારાં કામ.

( લાવણી )

એ તો એક ધર્મને કામઃ
સંગે સદાય સ્હાય તમામ !
એ તો એક પુણ્યને કામઃ
હસતે મ્હોયે મળે તમામ !
એ તો એક દેશને કામઃ
હૈયાં ઉછળે મસ્ત તમામ !
એ તો એક રાજ્યને કામઃ
હિતચિંતનમાં લીન તમામ !

એ તો એક હેતને કામઃ
ગાતાં ઘૂમતાં હોય તમામ !
એ તો એક પ્રભુને કામઃ
કામણગારાં અહો ! તમામ !

૧૮-૧-૧૩.



## જગન્નાથનું જયકીર્ત્તન

(" અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ !" પ્રભુભક્ત નરસિંહ
એ પ્રભાતિયાની ધ્રુન)

જય, જગન્નાથ ! તુજ રોજ લલકારિયે,
ત્યાં રમી એક રહે ભાવ હૈયેઃ—
" તું અમારોઃ અમે, નાથ ! તુજ ને જગત–
આપણું: તેની સંભાળ લઇયે ! "
એજ પરમાર્થ પ્રભુ ! પ્રેરતો પ્રાણને–
પ્રેમ સુપ્રકાશ ભરતો જ પાંખેઃ
શાંતિ, આનન્દ, પ્રોત્સાહને વિચરિયેઃ
નિરખિયે તુજ લીલા હસતી આંખે !
જ્યોતિ ને શબ્દના ધ્યાનતાને, અહો !
નાથ ! તુજ ભવ્ય કંઇ ભેદ લહિયેઃ

" એજ તું ! એજ તું : " કાનું ચેતું કૅમ-
　　ળોથી, બનાવિયે ઐક્ય કંઠયે !

એજ ધૂને, પ્રભુ ! સાર્થ આમ જીવન હો:
　　વ્યર્થ હો અન્ય અર્થો બધાય:

કામ પ્રભુના તણાં, રમત ગમ્મત ભર્યાં,
　　નાથ ! તુજ કીર્તને તો સધાય !

પુણ્ય કલ્યાણમય વૃત્તિ ને વર્તને,
　　દૈવી સંપત્ ભર્યાં હો વિહરિયે:

લ્હાણ દઈએ પ્રભુ : તુજ પ્રસાદી તણી,
　　બાંધુસંગે લલિત લ્હાવ લહિયે !



## દીનનાં દર્શન.

( ચોપાઈ )

દાનાં એક જ એ તો દીન,
　　જે બસઃ રહેતાં સ્નેહાધીન !
સાચાં એક જ એ તો દીન,
　　સુખ દુઃખ રહેતાં શોચવિહીન !
રૈશાં એક જ એ
　　બીજાને દુઃ

એ તો એક હેતને કામ:
ગાતાં ઘૂમતાં હોય તમામ !
એ તો એક પ્રભુને કામ:
કામણગારાં અહો ! તમામ !

૧૮-૧-૧૩.



## જગન્નાથનું જયકીર્તન

("અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ!" પ્રભુભક્ત નરસિંહ એ પ્રભાતિયાની ધ્રુન)

જય, જગન્નાથ ! તુજ રોજ લલકારિયે,
ત્યાં રમી એક રહે ભાવ હૈયે:—
" તું અમારો: અમે,, નાથ ! તુજ ને જગત-
આપણું: તેની સંભાળ લઇયે ! "
એજ પરમાર્થ પ્રભુ ! પ્રેરતો પ્રાણને-
પ્રેમ સુપ્રકાશ ભરતો જ પાંખે:
શાંતિ, આનન્દ, પ્રોત્સાહને વિચરિયે:
નિરખિયે તુજ લીલા હસતી આંખે !
જ્યોતિ ને શબ્દના ધ્યાનતાને, અહો !
નાથ ! તુજ ભવ્ય કંઇ ભેદ લહિયે:-

" એજ તું ! એજ તું ! " કાલું વ્હેલું કંઇ-
બોલી, બતાવિયે અકલ કંઇયે !

એજ ધૂને, પ્રભુ ! સાર્થ અમ જીવન હો:
વ્યર્થ હો અન્ય અર્થો બધાય:

કામ પ્રભુતા તણાં, રમત ગમ્મત ભર્યાં,
નાથ ! તુજ કીર્ત્તને તો સધાય !

પુણ્ય કલ્યાણમય વૃત્તિને વર્તને,
દૈવી સંપત્ ભર્યાં હો વિહરિયે:

લ્હાણુ દઇએ પ્રભુ ! તુજ પ્રસાદી તણી,
ભાંડુસંગે લલિત લ્હાવ લઇયે !



## દીનનાં દર્શન.

( ચોપાઇ )

દાનાં એક જ એ તો દીન,
જે બસ: રહેતાં સ્નેહાધીન !

સાચાં એક જ એ તો દીન,
સુખ દુ:ખ સ્હેતાં શોચવિહીન !

ઘેલાં એક જ એ તો દીન,
બીજાને દુ:ખ જે લયલીન

વ્હીલાં એક જ એ તો દીન–
હસતે મુખ સેવે નિશદિન !

વ્હાલાં એ તો એકજ દીન–
રસમાં રમતાં જ્યમ જળમીન !



## સ્ત્રી દેવી.

( સોરઠા )

સ્ત્રી ! તુજ ધન્ય સદંશ, જોઇ જોઇ, નમિયે અમે :
પુરૂષજીવન પૂર્ણાંશ, સ્ત્રી દેવી ! એ તું કરે !

ઉછળતા રસભાવ, સ્વાર્પણમય સેવા વળી,
મનભર રમ્ય પ્રભાવ : સ્ત્રી દેવી ! એ તુજ હો !

મીઠાં મા ને બ્હેન, પત્ની ને પુત્રી : નમુ !
સ્મરણુ દર્શને વ્હેન, સ્ત્રી દેવી ! એ તું ભરે !

પ્રફુલ્લ પોષે પ્રાણ, રસચન્દનના અર્ચને :
દયાદ્રષ્ટિનાં દાન, સ્ત્રી દેવી ! એ તું દિયે !

સુયોગમાયા, ધન્ય : માયાળુ જીવન રચે :
પુણ્ય સ્મરણ એ રમ્ય સ્ત્રી દેવી ! હો ! તાહરાં !

પાકે તારી કૂખ, દેશદીપક વીર બાલકો :
પૂરે કોડ અચૂક, શ્રી દેવી ! અમ હિન્દના !
૨૪–૧–૧૩ રાજકોટ.



## પ્રભુપરિવારને નિમંત્રણ.

( ગોવિંદ ગુણ ગાઓ—એ ધનાશ્રીના ગીતની ધ્રૂન )

આવો આવો વિલસિયે એક હો !
પ્રભુ પરિવાર !
હિન્દુ ! આનન્દે ભરિયે:
બૌદ્ધજન ! દયા પ્રસરિયે:
પ્રભુતાના લઇયે લ્હાવ અને કહો !
પ્રભુ પરિવાર !
જૈન ! જીવસેવા ધરિયે:
જરથોસ્તી ! તેજ ઝિલવિયે:
સુરતાના લઇએ લ્હાવ અનેક હો !
પ્રભુ પરિવાર !
ક્રિશ્ચિયન ! હૈયે ઝુલવિયે:
મુસ્લિમ ! ઇમાની રચિયે:
જનતાના લઇયે લ્હાવ અનેક હો !
પ્રભુ પરિવાર !

૬–૨–૧૩ જૂનાગઢ

# વસંત પંચમ.

( હોરી )

અહોહો ! સૂર એ વસંતપંચમ,
 પુલકતો આનન્દ નિરંજન !

મદ વિહ્વલ કોયલ રસઘેલી,
 બ્હાવરી, જોને, બની એ !

વ્હાલવસંતને વ્હાલો લગાડી,
 રમ્ય ટહૂકે રમણી એ !
 અહા ! શી જોડ બની એ
 વસંતકોયલની યે ?

શિશિર સમીર અહો ! અતિશીતલઃ
 વ્હાલાં ઉર ઉર સમાય !

હેતની હુંફ વળે કે હળવાં—
 હૈયાં એમ પુલકાયઃ
 રસિયાં રસ રેલાવેઃ
 ને ઉછરંગ ઝીલાવે !

નવ ચેતનની ફૂંક ફરે ને—
 નવરંગ નાચેઃ હો રે !

નવ જીવનને દર્શન આત્મા–
ધૂમે સ્વજન જયમ દ્દારેઃ
અજબ ધૂન એ લલકારેઃ
વસંત ચેતના પ્રસારે !

૬–૨–૧૩.



## લગ્નનાં વધામણાં.

(ચાલો ગણેશ વધાવવા : એ લગ્ન ગીતનો ઢાળ)

પરમ મંગલ શ્રી પ્રભુનું–
નવલ વહૂવર રૂપઃ
બ્હાલ વધામણાં લ્યો !

ધન્ય : દર્શન દમ્પતીનાં–
દિવ્ય સુભગ સ્વરૂપ !
બ્હાલ વધામણાં લ્યો !

દિવસ ઉજળા આજ જેવા–
ઉગજો જ સદાય :
બ્હાલ વધામણાં લ્યો !

શ્વાસભર જીવતર મહીં–
આનન્દ એ ભરનાર :
બ્હાલ વધામણાં લ્યો !

હસ્ત મેલન સાંધજો તમ-
દેહ ગ્રન્થિ સંબન્ધઃ
વ્હાલ વધામણાં લ્યો !

નયન મેલન આત્મનું-
અદ્વૈત રચજો રમ્યઃ
વ્હાલ વધામણાં લ્યો !

સપ્ત પદિને સખ્ય ધરજો-
ધર્મનો સદ્ચારઃ
વ્હાલ વધામણાં લ્યો !

દમ્પતી ! તમ સરલ સુન્દર-
સફળ હો સંસારઃ
વ્હાલ વધામણાં લ્યો !

૨૪-૨-૧૩



## સ્હાંજને સમયે.

( દેશી ઢાળ )

સ્હાંજ પડે ને દિન આથમે, ને—
હળવાં હૈયાં થાયઃ
વ્હાલાં ! આવો આમનાં, તો—
હસતે મ્હોંયે મળાય !

પગલેથી પરખાવઃ વ્હાલાં !
સાદેથી ઓળખાવઃ

એ તો, વ્હાલાં ! એકલાં તમ—
દર્શને દિલ ઉભરાય !

વાત કહીશ કંઇ વ્હાલની ને—
રીઝવીશ, ગાયાં ગાઇ !

પ્રાણને ફૂલડે રમાડીશ,
મનમાં રહી મલકાઇ !

વ્હાલાં ! પણ તમ સાને સમજી,
હુંથી કયમ ન બોલાય ?

જોઇ રહું ને સાંભળું—
તમ મધુર બોલઃ એમ થાય !

અજબ આંખ અલબેલડી—
તમ, એનો સાધું જોગઃ

એ જોગે અલમસ્ત રહુંઃ
પ્રભુ ! નિભાવજો સંજોગ !

૬-૩-૧૩ વડોદરા.

# જય લક્ષ્મી જગદમ્બ !

( સોરઠ–ત્રિતાલ )

જય લક્ષ્મી જગદમ્બ !
વિભૂતિ પ્રભુ તણી જનવંદ્યઃ
નમન હો, જય લક્ષ્મી જગદમ્બ !

લલિત અને લાવણ્ય ભર્યું તુજ,
દેવી ! દર્શન સૌમ્યઃ
પૂર્ણ પલક ભરી ભરી, નિરખિયેઃ
પુલકે રોમે રોમ !
નમન હો, જય લક્ષ્મી જગદમ્બ !

તું મનિષા ! તું હૃદય ભાવના !
બ્રહ્મતેજ તું અનૂપઃ
સચરાચરમાં વિરલ કંઇક તુંઃ
વિલસે વિવિધ સ્વરૂપ !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !

સુન્દરતા, મૃદુતા, તું સુગન્ધ,–
ઉજ્વલતા, રસઃ મૂર્ત !
નવરંગે તું અરંગ, મનભર,
રમ્ય, અકલ અદ્ભુત !
નમન હો, જય લક્ષ્મી જગદમ્બ !

સકળ કળા તું ! અંશ અંશ તું !
દિસે પૂર્ણ સાકાર:
અણુરેણુ બ્રહ્માંડ ભરે તુજ–
વિકાસ વિજય વિહાર !
નમન હો, જય લક્ષ્મી જગદમ્બ !

જય લક્ષ્મી ! તુજ સ્મરણ દર્શને,
કુમકુમ ને કલ્યાણ:
આત્મકમળ તું રહી અપાવે–
તપ વ્રત અર્પણ લ્હાણ !
નમન હો, જયલક્ષ્મી જગદમ્બ !



## નર્મદાનાં નીરમાં.

( ભૈરવી–દાદરો )

નર્મદાનાં નીર ડોલે,
જળની લક્ષ્મીને હિંચોળે:
પરિમલ ત્યાં વાયુ વાય:
સ્તુતિપદ રસ બિન્દુ ગાય !
રસ ઘેલી કોયલ બોલે:
આમ્રકુંજ ઝૂમે ઝૂમે !

સ્મિત કિરણો કંઇ રૂમઝૂમે-
છાનુંમાનું આવી ચૂમે !

નર્મદાની ભવ્ય વિભૂતિ-
ઉર-સંગમ ઝુલતી સૂતી:
પારદર્શને પ્રતિપહર-
પ્રકટે પ્રભુતાની લહર !

સૃષ્ટિ દર્શને સદાય,
માતની લીલા સ્મરાય:
સ્હોડમાં હૃદય સમાય:
નયનામૃતમાં ન્હવાય !

નર્મદા ! તું માતૃજ્યોતિ-
જલકણ મણિ મોતી સ્હોતી !
માવડીને ચરણસ્પર્શ,
સ્ફૂરતા અભિલાપ હર્ષ:

તીર્થરૂપ શરણનિમગ્ન,
વિહરે પરમાત્મલગ્ન:
ઉર ઉછાળ ભાવલીન-
દાનવીર રસસિદ્ધ દીન !

નર્મદા ! ગજગામિની તું !
રસ સંસારે ધારિણી તું !

કમલાસન અર્પનારી—
કલશથી અમિ સિંચનારી !

સામ્રના સહચાર ધર્મ—
સીતેરા પરિચરણ મર્મ—
યાત્રિક તપોમય સુકર્મ—
હો અમ પરિક્રમણ ધર્મ્ય !

નર્મદા ! અમ મા અમર્ત્ય !
અશ્રુતર્પણે હો તૃપ્ત !
વાંચ્છી, વન્દિયે શિશુસંગ,
દમ્પતી પ્રભુકૃપાવંત !

૧૫-૪-૨૩ ચાણોદ કરનાળી.



## આંબલો.

( ઓધવ નન્દનો છોરો તે નમેરો થયો રે લોલ: એ ગીતનો ઢાળ )

મારે આંગણે તો એક ઉભો આંબલો, રે લોલ.
એનો ફરતો ઘેરાવ રળિયામણો, રે લોલ.

એને લીલીછમ્મ પલ્લવની પામરી રે લોલ.
એને કલગી તોરે કુમળી મંજરી, રે લોલ.

સ્મિત કિરણો કંઇ રૂમઝૂમે–
છાનુંમાનું આવી ચૂમે !

નર્મદાની ભવ્ય વિભૂતિ–
ઉર–સંગમ ઝુલતી સૂતીઃ
પારદર્શને પ્રતિપહર–
પ્રકટે પ્રભુતાની લહર !

સૃષ્ટિ દર્શને સદાય,
માતની લીલા સ્મરાયઃ
સ્હોડમાં હૃદય સમાયઃ
નયનામૃતમાં ન્હવાય !

નર્મદા ! તું માતૃજ્યોતિ–
જલકણ મણિ મોતી સ્હોતી !
માવડીને ચરણસ્પર્શ,
સ્ફૂરતા અભિલાષ હર્ષઃ

તીર્થરૂપ શરણનિમગ્ન,
વિહરે પરમાત્મલગ્નઃ
ઉર ઉછાળ ભાવલીન–
દાનવીર રસસિદ્ધ દીન !

નર્મદા ! ગજગામિની તું !
રસ સંસાર ધારિણી તું !

કમલાસન અર્પનારી–
 કલશથી અમિ સિંચનારી !

સામ્રના સહચાર ધર્મ–
 સીતેશ પરિચરણ મર્મ–
યાત્રિક તપોમય સુકર્મ–
 હો અમ પરિક્રમણ ધર્મ્ય !

**નર્મદા! અમ મા** અમર્ત્ય !
 અશ્રુતર્પણે હો તૃપ્ત !
વાંચ્છી, વન્દિયે શિશુસંગ,
 દમ્પતી પ્રભુકૃપાવંત !

૧૫–૪–૧૩ આણોદ કરનાળી.



## આંબલો.

( ઓધવ નન્દનો છોરો તે નમેરો થયો રે લોલઃ એ ગીતનો ઢાળ )

મારે આંગણે તો એક ઉભો આંબલો, રે લોલ.
એનો ફરતો ઘેરાવ રળિયામણો, રે લોલ.

એને લીલીછમ્મ પલ્લવની પામરી રે લોલ.
એને કલગી તોરે કુમળી મંજરી, રે લોલ.

એ તો તાપ ત્હાડ વૃષ્ટિ ઉભો તપે, રે લોલ.
ને એ એક વાત વ્હાલની ઉરે જપે, રે લોલ.

એ તો હસતો ને હેત એનું છલકતું, રે લોલ.
એની છાયમાં સમાય મુજ જગત બધું, રે લોલ.

એને દર્શને તો ઠરે મારી આંખડી, રે લોલ.
મારા ગુણિયલ ગૃહદેવની હું કિંકરી, રે લોલ.

એને ગુંજન ગુલતાન કાલી ઘેલડી, રે લોલ.
હું તો બનું એની કોયલ રસ હેલડી, રે લોલ.

એને અમૃતરસ ઉજ્વલ આત્મા બને, રે લોલ.
ને એ આત્મફળ સુહાવતાં સંસારને, રે લોલ.

આંખો ઉંચો ઉગે અને નીચો નમે, રે લોલ.
એની ઓથે વિસામો ગમે તે સમે, રે લોલ.

વ્હાલાં ! આવો અમ ઘેર આંબે ઝૂકવા, રે લોલ.
પ્રભુતાની રસલ્હેર આવો મ્હાલવા, રે લોલ.

મોહ શોકની સમૃદ્ધિ આંબલે નથી, રે લોલ.
શીલ પુણ્યની સંપત્તિ ભરી સામટી, રે લોલ.

એની છાંયે બને દોહ્યલો ભવ સોહ્યલો રે લોલ.
પ્રભુ ! રાખજો અખંડ મારો આંબલો, રે લોલ.

૨૪–૪–૧૩ વડોદરા.



# કોણ એતે અલબેલી ?

( આવોને નન્દલાલઃએ ગીતનો ઢાળ )

ઘેલી તે કાંઇ ઘેલીઃ
કોણ એ તે અલબેલી ?

ઘૂમે જાણે ભાનસાન ભૂલેલીઃ
ગાનતાને મસ્તાન ઝૂકેલીઃ
બ્હાવરી એમ બનેલીઃ
કોણ એતે અલબેલી ?

ચૈત્ર વૈશાખની તાપની હેલીઃ
લૂની લ્હાયે ભૂમિ ધૂમ ધીકેલીઃ
એવે સમેજ છકેલીઃ
કોણ એતે અલબેલી ?

નીચે ધરતી ને આભજ ઉંચેઃ
વચ્ચે મલપતી એ વ્હાલાની કુંજેઃ
ક્યાંની એ ક્યાં હો કૂજે !
કોણ એ તે અલબેલી ?

મોહનમંત્રની વાતજ ધ્યાનેઃ
પિયુનાં પીયૂષજ રોજ એ માણેઃ
કાંઇ ન બીજું જાણેઃ
કોણ એ તે અલબેલી ?

પિયુને ઘેલો બનાવી બોલાવે:
હરતી ફરતી સંતાતી શોધાવે:
ઘેલાંનાં ગામ વસાવે:
કોણ એ તે અલબેલી ?

જોવા મળી દુનિયાં જાગેલી:
આવી કોને આ તે ધૂન લાગેલી ?
ત્યાં દીઠી કોયલ પેલી—
અલબેલી પિયુઘેલી !

ઘેલી તે કાંઇ ઘેલી:
કોયલ તો પિયુઘેલી !

૨૩-૪-૧૩



## પ્રભુ લક્ષ્મીને પગલે પગલે.

( લલિત છન્દ )

પ્રભુ ઉરે લીલા લક્ષ્મી વિલસે !
હૃદય લક્ષ્મીને તો પ્રભુ વસે !
પ્રભુની લક્ષ્મી ને, લક્ષ્મીના પ્રભુ:
નિરખી, વન્દિએ ધન્ય જોડલું !
પુનિત એમનાં કોડ ને ક્રીડા:
પતિત પાવની પુણ્યની લીલા !

જનની તાત એ પ્રાણી માત્રને,
અમીની દ્રષ્ટિએ પોષતાં રહે !

ચરિત એમને ચાલતાં અમેઃ
રસ પ્રભુત્વમાં મ્હાલતાં અમેઃ
અધીનતા ભર્યાં ભક્ત તો અમેઃ
પ્રભુજી લક્ષ્મીશાં દમ્પતી અમે !

૫-૫-૧૩



## લગ્ન મિતાક્ષરી.

અનુષ્ટુપ

દમ્પતી, લગ્નવિજ્ઞાને, પામે યૌવનયોગ્યતાઃ
આતિથ્ય અર્પતાં, તેમ ફળે ફાલે ગૃહાશ્રમે !
સ્નેહથી, લગ્નને યજ્ઞ, આત્મજ્યોતિકલા પૂરેઃ
ઉજાળે ગૃહસંસાર, દમ્પતી રસસિદ્ધ એ !

વસંતતિલકા

જો ને, સખિ ! નવવધૂવર આમ આવેઃ
જો પ્રાણને પ્રણયદ્રષ્ટિ થકી ફૂલાવે !
ધીરૂં મધુરૂં મલકે કંઇ મંત્ર સાધેઃ
ધીમે જ પુણ્ય પગલે ગૃહતીર્થ બાંધે !

મંડાય ધર્મ સહચાર ગૃહાલયો જ્યાંઃ
સત્કારિયે ઉછળતે ઉર, ઉત્સવો ત્યાં !
પામ્યાં સમૃદ્ધિ સખિ! તે દઇયે જ કોડેઃ
દર્શાવિયે સરળ પંથ પળી સજોડે !

સંસારને સુભગ દમ્પતી તો સુહાવેઃ
એ કામધેનુ સુરવૃક્ષ સમાં મ્હલાવે !
જેને સદા ચરિતકીર્તન તૃપ્તિ લેવીઃ
એ વંદ્ય હો સખિ ! સદા ગૃહદેવદેવી !

રાધાશ્રીકૃષ્ણ સુકુમાર લીલાવલમ્બી,
પદ્માવતી જ જયદેવ શું એકરંગી—
આરાધતાં અધીન દમ્પતી જ્યાં વિરાજેઃ
અંજાય ત્યાં અમૃત અંજન સૌખ્ય સાજે !

કાશી ત્રિભુવનની ગુર્જરી છાય ઝૂક્યાંઃ
મુમ્બાઇ, સૂરત, વટોદર, વાસ પામ્યાંઃ
દામ્પત્ય જ્યોત ઝીલતાં જગ ઝૂલિયેઃ તે—
હો તે સખિ ! સફલ આ નવ દમ્પતીને !

અનુષ્ટુપ

જનની કાશી ગૌરી ને તાત ત્રિભુવનના સુતઃ
ગજ્જર કૃષ્ણ ! તું રાધા યોગે, યોગીશ કૃષ્ણ હો

૧૩-૫-૧૩ ઉમરેઠ



## સ્ત્રી દર્શન.

( આશાવરી-ત્રિતાલ )

સૃષ્ટિને નન્દનવન રમતી બાલ નન્દિની અનેક !
આનન્દન શૃંગારરૂપ એ: ભમતી સરળ સુરેખ !
અહો ! સ્ત્રી દર્શનની શી વાત !

વસંત યુવતી વધાવતી એ ફૂલડે ચેતન માત્રઃ
કોકિલ કંઠે કિલકારે એ સુન્દરતા સાક્ષાત !
અહો ! સ્ત્રી દર્શનની શી વાત !

સુગન્ધવતીનું સુમન સુકોમળ પ્રસરે પ્રાણ સુવાસઃ
હૃદયતરૂણ સુન્દરી વિલસે ત્યાં પ્રભુતા અને પ્રકાશ !
અહો ! સ્ત્રીં દર્શનની શી વાત !

૨૦-૫-૧૩ વડોદરા



## રસિયાં ઘેલાતુર.

(આશાવરી-ત્રિતાલ )

રસિયાં ઘેલાંતૂરઃ અરે !
એનો તે કંઇ અવતાર !
બની બ્હાવરાં ઘૂમેજઃ તેને—
સ્વજન એક આધાર !
રસિકને સ્નેહ, જીવનનો સાર !

સ્વજન તણાં હો સ્વર ફૂલડાંના–
પરિમલ કરે પ્રફુલ્લ:
મનભર સ્વરૂપને દર્શન તો
બને અધીન દિલ ડૂલ !
રસિકને રસજીવિતના તાર !

ચરણસ્પર્શ પ્રિયજનને, ઓહો !
દિલ કંઇ કંઇ થઇ જાય:
વ્હાલાંને વ્હાલી સેવામાં–
ધન્ય જીવન અર્પાય !
રસિકને પ્રિયજન, પ્રભુ અવતાર !



## ભક્ત દંપતી.

( આશાવરી ત્રિતાલ ).

હૃદયસરોવર, પ્રાણકમળ તો ડોલે અપરંપાર,
રસની છક છોળે વ્હાલાંને રોળે વારંવાર !
અહો ! રસિયાંનો એ અવતાર !

રસની રેલમ છેલ જોઇને, વ્હાલાં ઘેલાં થાય:
વિમળ વ્હાલને ક્રીડન પ્રભુતા પ્રાણ તણી લ્હેરાય !
અહો : રસિયાંનો એ અવતાર !

પ્રાણપ્રફુલ્લ પ્રભુપ્રતિમાસમ અણુ રેણુ પરખાય:
તેમાં યે પ્રિય કમળફૂલને દેખી મસ્ત થવાય !
અહો ! રસિયાંનો એ અવતાર!

મનડું મેલી, અલબેલી કાંતા ઘૂમે મલપતી ગાય:
રસસરિતાની કમળલક્ષ્મી એ તરંગિણી બની જાય !
અહો ! રસિયાંનો એ અવતાર !

મૂકે મનસ્વિની મુખ કમળે ને ફરી જુવે ત્યાં કાંત–
રસલીલા જોતો ને હસતો આવી મળે એકાંત !
અહો ! રસિયાંનો એ અવતાર !

મુગ્ધ નહિ પણ ભક્ત દમ્પતી બને સ્નેહશૃંગાર:
પ્રાણ કમળના એ મોતીનો હાર ધરે સંસાર !
અહો ! રસિયાંનો એ અવતાર !

ધન્ય જુગલ તો એકજ જે આચરે ધર્મસહચાર:
જીવ જગતની ગોવાળીનો વહે એજ સુખભાર !
અહો ! રસિયાંનો એ અવતાર !

જાતે ઉજળાં જગ અજવાળે, પરમ જ્યોતિનાં અંશ:
વત્સલતાને પરિમલ જગને ઉડને સજોડ હંસ !
અહો ! રસિયાંનો એ અવતાર !

પદ્માવતી જયદેવ દમ્પતી જેવાં વિરલાં હોય:
એવાં દેવજનોને કીર્તન અખંડ મંગળ હોય !
અહો ! રસિયાંનો એ અવતાર !



# નડિયાદને નમન.

૧ ( સવૈયા ).

નન્દનવન ગુજરાત તણું તો
  તું એક જ નડિયાદ ! નમુંઃ
તુજ સુદર્શન સુન્દરતાની
  લક્ષ્મીને સાક્ષાત નમુંઃ

૨

તુજ તરૂવરના અમર ફળફૂલે,
  સરસ્વતીનાં અમી ઝીલું !
એ અમૃતને પાન બની
  પાવન, નડિયાદ ! હું નમું નમુંઃ

૩

ગોવર્ધન–જગનગની યશો જયવંત
  રમણીય લલિત લીલાઃ
ભાવભવ્ય સાકાર થઇ–
  તુજ ગૃહજીવનેઃ નડિયાદ નમુંઃ

૪

વત્સલતા ભક્તિ સેવાનાં—
  સ્થિર પગલાં જે ભરી શકું.
તે તો તુજ સાક્ષર ઋષિકુલના—
  આશ્રયથીઃ નડિયાદ ! નમુંઃ

૨૫–૫–૧૩ — લલિત.

## હિન્દ બ્રિટનના અમે બાલકો.

( સવૈયા-લાવણીની લડાય ધૂન)

હિન્દ બ્રિટનના અમે બાલકો !
અમ નૃપેન્દ્ર પંચમ જયરાજ:
સ્વદેશ હિન્દુસ્થાન અમારો:
સ્વરાજ્ય અમ હિન્દી સામ્રાજ્ય !

હિન્દ બ્રિટનના અમે બાળકો !
બ્રિટન અમ બાહુ બળવંત:
સ્તમ્ભ હિન્દજન અમે બ્રિટનના:
પ્રભુરચિત એ ઋણાનુબન્ધ !

હિન્દ બ્રિટનના અમે બાળકો !
ધ્વજા એકતાની ધરનાર:
બ્રિટનનું સ્વસ્થાન હિન્દ અમ,
મહારાજ્યને મ્હલાવનાર !

હિન્દ બ્રિટનના અમે બાલકો !
દેશપૂત લલિત ધીર અમે:
હિન્દ સુરાષ્ટ્ર તણા સિંહોને-
કુલીન વીરતા એક ગમે !

હિન્દ બ્રિટનનાં અમે બાલકો !
સ્વસ્થ સજ્જ ને એક અમે !

હિન્દ બ્રિટનની બાંહ્યધરીએ-
જગત ધૂમશે એક સમે !

૬-૬-૧૩ વડોદરા.



## સુરતના ગુજર્જરાશ્રમે.

( મરાઠી સાખી )

સરસ્વતીની લક્ષ્મી તે સાહિત્યતણા મન્દિરે:
ગુજર્જરાશ્રમે ભરાય રસગુર્જ્જરી તાપીને તીરે !
ધપે જ્યાં ચેતન ધીરે વેગ, રસીલું એ તો સુરત સુરેખ !

સુરત ! તુજ મોહન મૂર્તિને જગસોહન નીવડાવે:
રસસમૃદ્ધિ તુજ એવી, તારી બલિહારી ગવરાવે !
મળે તુજ લલિત ઉરને સદ્‌ભાવ બ્રિટન બન્ધુ સમ સઉને મહા લ્હાવ.

નર્મદ, ગજ્જર, નાનાભાઇ, સમ કંઇક તાપીનાં મોતી:
હિન્દી સામ્રાજ્યે ચન્દની સમ હો સંજીવન જ્યોતિ !
શાંતિને પ્રોત્સાહન હો વિકાસઃ પ્રભુ ! પૂરજો અમ પુણ્ય અભિલાષ

૧-૬-૧૨-૧૩



## નવસારીનું ગીત.

( સવૈયા )

નવસારી ! તુજ આમ્રઘટામાં આજ અચાનક આવી ચડયો:
નેહજીવનની ત્યાં નવજ્યોત નિહાળી આજ લયલીન બન્યો
નવસારી ! તુજ અમૃતફળના રસની જ્યાં છકછોળ ઉડે–
ત્યાં મુજ અધીન ઉર, વન્દન વીણ આજ તને શું ધરી શકે ?

૨૯–૬–૧૩



## ના. લૉર્ડ અને લેડિ હાર્ડિંગને ચરણે.

( ઝૂલણા છન્દ ).

૧

બ્રિટિશ હાકેમ જે હિન્દનું શુભ કરે,
હિન્દી જનના ખરા એજ સાથી:
એ સમા લૉર્ડ હાર્ડિંગનો જન્મ દિન,
આજ ઉગ્યો પ્રભુ ! તુજ કૃપાથી !
વીરતાના પ્રસંગે વિરલ, દેશને–
જગવતા ધીર નરવીર. પૂરા:

એ સમા લૉર્ડ હાર્ડિંગ રહેજો કુશલ,
હિન્દી સામ્રાજ્યના મંત્રી શૂરા.

હિન્દને ઉજળો રાખવા, ઘાતથી—
લૉર્ડ હાર્ડિંગને તેં બચાવ્યા.
હિન્દના અહિતકર દુષ્ટ સંકેત,
ટળજો: પ્રભુ ! વિજયી હો વીર દાના !

હિન્દ બ્રિટનની હિતએકતા ઉજળી,
જામજો હિન્દીને બ્રિટિશ હૈયે !
લૉર્ડ હાર્ડિંગ સમ મંત્રી હિતચિંતકો,
જો મળે તો જ સુખમાંહ્ય રહિયે !

૨

( ત્રિતાલ—આશાવરી )

સતી લેડી હાર્ડિંગ ! અહો ! તમ
તપોબળ નહિ અપૂર્ણ:
પ્રાણઘાતથી પતિ બચ્યા તે
તો તમ પુણ્યે પૂર્ણ !

બ્રિટન દમ્પતી ! તમ વીર જીવન
જગવે પૂર્વ પ્રસંગ:

## નવસારીનું ગીત.

( સવૈયા )

નવસારી ! તુજ આમ્રઘટામાં આજ અચાનક આવી ચઢયો:
નેહજીવનની ત્યાં નવજ્યોત નિહાળી આજ લયલીન બન્યો
નવસારી ! તુજ અમૃતફળના રસની જ્યાં છટછોળ ઉડે-
ત્યાં મુજ અધીન ઉર, વન્દન વીણ આજ તને શું ધરી શકે ?

૨૯-૬-૧૩



## ના. લૉર્ડ અને લેડિ હાર્ડિંગને ચરણે.

( ઝૂલણા છન્દ ).

૧

બ્રિટિશ હાકેમ જે હિન્દનું શુભ કરે,
હિન્દી જનના ખરા એજ સાથી:
એ સમા લૉર્ડ હાર્ડિંગનો જન્મ દિન,
આજ ઉગ્યો પ્રભુ ! તુજ કૃપાથી !
વીરતાના પ્રસંગે વિરલ, દેશને-
જગવતા ધીર નરવીર પૂરા:

એ સમા લૉર્ડ હાર્ડિંગ રહેજો કુશલ,
હિન્દી સામ્રાજ્યના મંત્રી શૂરા.

હિન્દને ઉજળો રાખવા, ઘાતથી–
લૉર્ડ હાર્ડિંગને તેં બચાવ્યા.
હિન્દના અહિતકર દુષ્ટ સંકેત,
ટળજો: પ્રભુ! વિજયી હો વીર દાના!

હિન્દ બ્રિટનની હિતએકતા ઉજળી,
જામજો હિન્દીને બ્રિટિશ હૈયે!
લૉર્ડ હાર્ડિંગ સમ મંત્રી હિતચિંતકો,
જો મળે તો જ સુખમાંહ્ય રહિયે!

૨

( ત્રિતાલ–આશાવરી )

સતી લેડી હાર્ડિંગ! અહો! તમ
તપોબળ નહિ અપૂર્ણ:
પ્રાણઘાતથી પતિ બચ્યા તે
તો તમ પુણ્યે પૂર્ણ!

બ્રિટન દમ્પતી! તમ વીર જીવન
જગવે પૂર્વ પ્રસંગ:

બહાદૂર બ્રિટન સમ હિન્દી વીર,
રાખે એક જ રંગ !

વીરાંગના હો ! બ્રિટનવીરની:
તમ અદ્‌ભુત દૃષ્ટાંત,
વીર જયંતી ઉજવી ઉજવી,
ઉછળે હિન્દુસ્થાન !

લૉર્ડ લેડિ હાર્ડિંગ સુખે રહો:
સુખમાં રાખો હિન્દ !
હિન્દી તો ગુણજાણ હંસલા:
બ્રિટન જયમ ગુણવંત !

૨૮-૬-૧૩ નવસારી.

( સોરઠા )

સતી લેડિ હાર્ડિંગ, અકાળ સ્વર્ગે સંચર્યાં-
લઇ સૌભાગ્ય અખંડ: એવાંનો ય અલ્પયોગ કાં ?

હિન્દી બ્રિટિશ સત્સંગ, જમાવવા જીવ્યાં સફલ:
શાંતિ પ્રભુ ! દો અનંત એવા ઉજ્જવલ આત્મને !

૧૫-૭-૧૪ વડોદરા.

## સ્વતંત્રતા.

( સવૈયા ).

સ્વતંત્રતા તે અતંત્રતા નહિ,
આત્મ નિયંત્રિત એજ સ્વતંત્રઃ
ન્યાયમંત્રથી સ્વસ્થ વિકસતી-
જીવનસંસ્થા તેજ સ્વતંત્ર !
ધર્મબન્ધુના સ્નેહ ભાવથી,
ચક્રો સંગે ઘૂમે સ્વતંત્રઃ
રાજ્ય પ્રજામાં એકકાર્યતા-
વિકસાવો પ્રભુ ! સદા સ્વતંત્ર !

૨-૭-૧૩.



## ઝૂલ રે હાથી ! ઝૂલઃ

( આશાવરીનો લહેકો )

ઝૂલ રે હાથી ઝૂલઃ
તારી સૂંઢમાં કમળ ફૂલ !
સૂંઢમાં કમળ ફૂલઃ
તેથી તું સોહે અણમૂલ !

તું સોહે અણમૂલઃ
　　તું થી સુહાય રાજવી કુળ !
સુહાય રાજવી કુળ,
　　ત્યાં સહુ વિલસે અનુકૂલ
સહુ વિલસે અનુકૂલઃ
　　લોક વિનાયક ! તું પર ફૂલ!

૯-૭-૧૩



## વડોદરાને ચરણે.

( સવૈયા. )

વડોદરા ! તુજ વધતા વ્હાલની વાત વિચારી જાય નહિઃ
ગુજરાતી સાહિત્ય પરિષદની પળથી જે બની રહી !

મંત્રી ચન્દ્રકના કલાપધર મહારાજ શ્રી સયાજીરાવઃ
પ્રજા જનોઃ પ્રેમાળ સહુ ગુણી જનના ગણ્યા ન જાય સુભાવ !

હૃદયઋણાનુબન્ધ સ્વીકારી લોકસેવને જ્યાં વિચરૂં,
વડોદરા ! તુજ રાજ્યપ્રજાની અમીદષ્ટિમાં હું વિહરૂં !

અનુભવેલી વાત એક કંઇ, વીરનગર ! છાજજો તનેઃ
સ્નેહ એક રસશુદ્ધ બનાવી કરે લલિત આ જીવનને !

વડોદરા ! તુજ વડલે વસાવી, લોકદાસીમાં પ્રગત કરેઃ
સુરાષ્ટ્રગિરિપંખીના પ્રભુપડછન્દ ગુર્જરીકુંજ ઝીલે !
જીવનનાં જય કીર્તનમાં લલકાર લલિત ગુજરાત પૂરેઃ
પિતૃદેશ ગુર્જરસુરાષ્ટ્રના સિંહ સપૂત ગર્જી ઉછળે !

૧૧–૭–૧૩



## પ્રભુ બેલી.

( " ગોવિન્દ ગુણ ગાઓ રે " એ ધન્યશ્રીના ગીતની ધૂન. )

મારે તું પ્રભુ ! બેલી રે !
જગતના નાથ !

જગમાં જ્યાં ધોળાં કાળાં–
ત્યાં તુજ એક જ રખવાળાંઃ
તારી ઓથે ધૂમું સનાથ !
હો અનાથના નાથ !

તારી પ્રભુતાને દર્શન,
દાનાં દિલને આકર્ષણ,
પાવન હું પૂજું પ્રાણીમાત્રઃ
હો દીનના નાથ !

મારે તો પ્રભુ બેલી રે !
જગતનો નાથ !

૧૫–૭–૧૩.



## આશા.

( આશાના સૂર. )

એક તું અનેરી આશા ! એક તું અમારેઃ
તું ઝૂલાવે સાંજ આશા ! સ્વર્ગ તો અમારે !
રમ્ય ને પુણ્યાભિલાષા ! એક તું ઉજાળેઃ
તું થકી જીવાય, આશા ! એક તું સંભાળે !
તું ન હો ત્યાં તો નિરાશાઃ વ્યર્થ નિત્ય બાળે,
તું જ ત્યાં ઉમંગ, આશા ! કર્તવ્યે ઉછાળે !
તું ન ત્યાં સિઝાવે તૃષ્ણા, શાંતિ તું જ પ્રેરે,
તુંજ સુવાસ, સ્વસ્થતા ને સજ્જતા વધારે !
દેવની દુલારી, આશા ! ઇષ્ટ તું અમારે !
વિજયસિદ્ધિ સાધિયે હો ! સ્મરણ માત્ર તારે !

૧૮–૮–૧૩.



# શ્રીકૃષ્ણનો આદેશ.

( આશાવરી, તાલ દાદરો ).

શ્રીકૃષ્ણ જન્મનાં એક જે ઉધ્ધારે દીન અનેક !
ઉદ્ધરતાં અનેક તે તો નિર્ભય બનતાં છેક:

નિર્ભય બનતાં છેક તેને અભયદાનની ટેક !
અભયદાનની ટેક એ રૂહે સુકર્મ યોગે એક !

સુકર્મ યોગે એક તે શ્રીકૃષ્ણ એકના એક !
શ્રીકૃષ્ણને આદેશ જાગે ઉત્સાહક આવેશ:

ઉત્સાહક આવેશ ભજવાવે નટવરનો વેશ !
હો નટવરને વેશ વ્હાલાં વિલસે આશાએશ:

વિલસે આશાએશ, સેવા ભક્તિનો જ્યાં લેશ !
ભક્તિનો એ લેશ પળાવે શ્રીકૃષ્ણનો આદેશ !

૨૩-૮-૧૩



# ભક્ત સુદામાનું જયકીર્તન.

( ધીરા ભક્તના પદની ધૂન )

એ તો એક સુદામા, રે !
　　સાચા બ્રહ્મભોગી થયા હોજી !

જેણે તાંદુલ સ્હામા, રે !
　　શ્રીકૃષ્ણને ચરણે ધર્યાઃ હોજી !

ભક્ત ટેકિલા અભયથી હો ! પ્રભુ શું રમતા હોડઃ
એક સવાઇ કર્યા કરે, ત્યાં બીજા વાળે દોઢ !

અબોલ અદ્‌ભુત કામા, રે !
　　રસિયાં જનના પ્રભુતાભર્યાઃ હોજી !

બન્ધુતાને બેડલે, હો ! બેલડિયે સમ્બન્ધ,
ઝૂઝી સંસારે ઝૂઝતાં એ સંત જ સ્વજન અબન્ધ

વ્હાલાંને વિસામા, રે !
　　દેનારાં દીનભાવે ભર્યાઃ હોજી !

૨૯-૮-૧૩



# હિન્દી વીરની જન્મ જયંતી.

( પૂજ્ય દાદાભાઈ નવરોજીને ચરણે )

( મહીદીપ છંદની ચાલ )

હિન્દી વીરની જયંતી આજ ઉજવિયે હો !
દેશભક્તને દિદાર નૂર ઝીલિયે હો !
ધન્ય જન્મ એ તણો જે જગ દીપક હીરો !
બાંહ્યધર અનેક બન્ધુનો તે વંઘ વીરો !
સ્થળ સમય સ્થિતિ વિચારી સ્વસ્થ તે થનારો–
સત્યનો આચાર્ય એકસંપ સાધનારો !
બ્રિટિશ બન્ધુતાને અભિમાન ઝૂઝવનારો–
હિન્દનું નિશાન અભયથી સધાવનારો !
બેલડિયે બાંધીને સુકાની એ થનારો–
રાજ્ય ને પ્રજાને લલિત ધીર જગાવનારો !
વીરતાના વિરલ ગુણ વીર પીછાનનારો–
હિન્દી, બ્રિટન સમ સવાઇ હો બતાવનારો !
ધ્વજાદંડધારી હિન્દ ! બ્રિટનબાહૂ તું હો !
એકસરખું સ્વાસ્થ્ય પ્રભુરાજ્યમાં તને હો !

૩–૯–૧૩



# લોક ગણેશ કીર્તન.

( ઉઠ પ્રભાત સમર લે તું શ્રી ગણેશ દેવા–એ પદનો ઢાળ )

( લોકમાન્ય શ્રી. ગોખલેને ચરણે )

વન્દિયે, ગણેશ લોકગણુ નાયક વીરા !
ગૌરીજન્મભૂમિજાત ગુણગંભીર ધીરા !
ધન્ય એ મનુષ્યદેવ મંગલ કરનારા,
મહાદેવની સમૃદ્ધિ દઇ મ્હલાવનારા !
ગૃહ, કુટુમ્બ, કુલ, સમાજ, રાજ્ય, દેશઃ માંહે,
એકથી વિશેષ વ્યક્તિને શિરે ઝુલાવે !
ડોલતા માતંગ રાજ કાર્યભાર ધારે,
જન્મ સાર્થક સમર્થ પાર એ ઉતારે !

૪-૯-૧૩



૭૯

# તીર્થને ધામ.

( મીરાંને પૂર્વ જન્મની પ્રીતિઃ એ ભજનની ધૂન )

હાલો, હાલો, તીર્થને ધામ, રે !
જ્યાં હૈયાં હિંચે !
હોરે ! એતો લલિત દિલારામ, રે !
સ્નેહ અમી સિંચે !
ધ્યાન મનન શીલ મલપતાં
શાંતિ અને એકાંતઃ
એની છાયે વિહરતાં—
હરિનાં દાસ એતો ચન્દ્રકાંત, રે !
બ્રહ્મરસે ભીંજે !
રમ્ય રસાયન ડોલતું
ભવ્ય આત્મ મંદિર,
વિરાટ પ્રભુ ત્યમ ઝૂલતા
હરિના દાસને દિલ રસવીર, રે !
સાધુસંતો રીઝે !.

૧૯–૯–૧૩ ડાકોર



# લોક ગણેશ કીર્તન.

( ઉઠ પ્રભાત સમર લે તું શ્રી ગણેશ દેવા—એ પદનો ઢાળ )

( લોકમાન્ય શ્રી. ગોખલેને ચરણે )

વન્દિયે, ગણેશ લોકગણ નાયક વીરા !
ગૌરીજન્મભૂમિજાત ગુણગંભીર ધીરા !
ધન્ય એ મનુષ્યદેવ મંગલ કરનારા,
મહાદેવની સમૃદ્ધિ દઇ મ્હલાવનારા !
ગૃહ, કુટુમ્બ, કુલ, સમાજ, રાજ્ય, દેશઃ માંહે,
એકથી વિશેષ વ્યક્તિને શિરે ઝુલાવે !
ડોલતા માતંગ રાજ કાર્યભાર ધારે,
જન્મ સાર્થક સમર્થ પાર એ ઉતારે !

૪-૯-૧૩



# તીર્થને ધામ.

( મીરાંને પૂર્વ જન્મની પ્રીતિઃ એ ભજનની ધૂન )

હાલો, હાલો, તીર્થને ધામ, રે !
　　　　જ્યાં હૈયાં હિંચે !
હોરે ! એતો લલિત દિલારામ, રે !
　　　　સ્નેહ અમી સિંચે !
ધ્યાન મનન શીલ મલપતાં
　　　　શાંતિ અને એકાંતઃ
એની છાયે વિહરતાં—
　　　હરિનાં દાસ એતો ચન્દ્રકાંત, રે !
　　　　બ્રહ્મરસે ભીંજે !
રમ્ય રસાયન ડોલતું
　　　　ભવ્ય આત્મ મંદિર,
વિરાટ પ્રભુ ત્યમ ઝૂલતા
　　　હરિના દાસને દિલ રસવીર, રે !
　　　　સાધુસંતો રીઝે !

૧૯-૯-૧૩ ડાકોર



# વિજયેશ્વરીનાં દર્શન.

પરમેશ્વરીને પાયે પડી હો બહુચરી: વલ્લભ ભટ્ટના એ કળિકાળના
ગરબાનો ઢાળ, તાલ હીંચ )

બ્રહ્મનો પ્રકાશ વિશ્વ: તે તું વિશ્વેશ્વરી !
તારાં અભિનવ રૂપ !
પ્રાણનો સુવાસ પ્રેમ: તે તું પ્રાણેશ્વરી
તું તો તું સ્વજન સ્વરૂપ !
પ્રેરણા સરસ્વતીની: તે તું હૃદયેશ્વરી !
ઝૂલે જગ તારે લ્હાવ !
ચેતના ઉલ્લાસ કેરી: તે તું ચંડીશ્વરી !
જાગે જગ તારે ભાવ !
સંસારને જોગવે તું: ગૃહેશ્વરી !
એક તું જૂજવે વેશ !
યોગ ને ક્ષેમ તું વધારતી: યોગેશ્વરી !
કુળ ને કુટુમ્બમાં હમેશ !
માત, બ્હેન, પત્ની, પુત્રી: પૂજું; પરમેશ્વરી !
વ્હાલસોયાં તુજ લલિત અંગ !
દેશ કેરાં રાજ્ય ને સમાજને, રાજેશ્વરી !
વિલસાવો પ્રગતિને પન્થ !

રાસ રમણુ ન્હડે તારે દ્દધડે, રસેશ્વરી !
વિજય દશાના રંગ !
એકતાન પુણ્યની પ્રવૃતિમાં, વિજયેશ્વરી !
ખેલાવો અમને નિશ્ચિંત !

૫-૧૦-૧૩



## દીપોત્સવીનાં પ્રાણગુંજન.

( આશાવરી-દાદરો )

પુણ્ય સ્મરણ પૂર્વનાં સ્મરી જીવન ઉજાળે-
એ મનુષ્યઃ જે પ્રભુજી ! તુજ પ્રભુતા પાળે !

પાંખ ધરી આનન્દ ને ઉમંગની એ ઝૂઝેઃ
દીપ તું ધરે, મનુષ્યને અગમ્ય સુઝે !

તુજ કૃપા એ દીનનાથ ! છાજજો સદાની !
જનકલાને પૂર્ણિમાશી હજી ન પૂરો શાની ?

શ્વાસે શ્વાસે રસપ્રવાહ કેરી લહરી આવેઃ
સમય સ્થલ સ્થિતિ તરંગ જીવનને બહલાવે !

બુદ્ધિનો પ્રકાશ એમ રસમય કંઇ રેલેઃ
ભક્તિને આવેશ લલિત હૃદય નાચે મેળે !

એકધૂન જામે ને રચાય જ્વાલામાલી !
રહો જ્વલંત પ્રભુ ! મનુષ્યદિલની આમ દીવાળી !

સૂર્યમંડળો અબન્ધ બન્ધને ઘૂમે જે–
તે જ ન્યાય, જનસંસાર રાસ તો રમે છે !

નેહની એ નીતિ સિધ્ધ, પ્રભુ ! અખંડ રાખો:
ને એ નીતિનાં ક્રમણ તો વિક્રમતા દાખો:

વિક્રમજયંતી દિન લઇયે હર્ષ લ્હાવો:
જીવનક્રમની વિજયનેમ, નાથજી ! સધાવો !



## સોરઠિયે ગુજરાત.

( સોરઠા )

સોરઠિયે ગુજરાત, કઠણ પ્હાડિલા પ્રાંતમાં,
વસે રાજવી જાત, રણશૂરા મુજ ભાન્ડુઓ !

સિપાહીનાગરિક કાઠી રજપૂત, વીર પૂર્વજના વંશજો–
અનન્ય હિન્દી સપૂત, બ્રિટનબન્ધુ મુજ ભાન્ડુઓ !

કચ્છ કાઠિયાવાડ ઝૂઝે પ્રસંગે મોખરે:
હિન્દ બ્રિટનની વ્હાર, ધાનારાં મુજ ભાન્ડુઓ !

લોકધર્મિલા રામઃ રાજધર્મિલા લોક ત્યમઃ
પ્રભુરાજ્યનું ધામ ધરનારા મુજ ભાન્દુઓ !
એક પ્રભુને ધર્મ, બાંધીધરીને ધર્મવ્રત,
ધરે એકહિતમર્મ હિન્દી બ્રિટિશ મુજ ભાન્દુઓ !

ધર્મ એક જયવંત વિજયદિશા વિચરાવતોઃ
વિજયમાળા ધરંત, ધર્મ ભક્તિલાં ભાન્દુઓ !
એ ભાન્દુની ભાળ, સઉ જેવી લેજોઃ પ્રભુ !
લેશે જગ સંભાળ એક દિવસ મુજ ભાન્દુઓ !



## મનુદેવની પ્રભુતાર્થે.

( આશાવરી–દાદરો. )

બન્ધુતાની સન્ધિયે સુધા, પ્રભુજી ! સિંચોઃ
ને અમારી ગ્રન્થિયે પ્રભુજી ! હિંચો હિંચોઃ
શ્વાસને સુવાસ તો ઝુલાવિયેજી હૈયે !
રસસમૃદ્ધ ભાવમય શરણ અધીન રહિયે !
નાથ ! તમ પ્રભાવ રમ્ય, અમ જીવન છવાજોઃ
આત્મને અશોક ત્યમ અભય ઉભય સહાજો !

એ બળે મનુષ્યની વધે દિવ્ય સમૃદ્ધિઃ
દેવપદ ચલાવજો એ પ્રણયની વિભૂતિ !

માનવીને પ્રગતિ, નાથ ! તું સદા સધાવેઃ
વિજયને અપાવતાં તું રાજવીર બનાવે !

એ વિચારી તું મનુષ્ય ! બન્ધુતા બજાવે,
તો જ રાયરંકમાં સમાનતા સુહાવે !

પ્રભુતણા અનુગ્રહે તું જે પ્રભુતા પામે,
ધન્ય તું મનુદેવ ! તે જીવે તું નાથનામે !

તુજ વિકાસ, તુજ વિલાસ, તુજ વિહાર, પ્રેરો–
જગમાં પ્રભુતાભર્યાં જીવનની લલિત લહેરો

૧૨–૧૦–૧૩



## ઋતુના રાસ.

( આશાવરી–દાદરો )

ગ્રીષ્મ પ્રતાપે ગરવાં ઉર,
રસ વર્ષામાંજ રસાયઃ
રસાયલા સંસારે, રસિયાં–
ભોગવતાં રસરાજ્યઃ
રસિક ! દ્યો દિલભર પ્રીતિદાય !

રસલીલાની રેલમછેલે,
પ્રસરે શાંતિ આનન્દઃ
રસસમૃદ્ધ જનનું જગ હિંચે,
શીતલ શરદ હેમંતઃ
રસિક ! મ્હારો જીવન નિશ્ચિંત !

તપવ્રતમય ધર્મિલાં જનના–
શિશિર વસંત સુહાયઃ
સુન્દર જીવન માંહ્ય, અહોહો !
લ્હાણુ લલિત લેવાય;
રસિક ! લ્યો ઝુમઝુમતા રસલ્હાવ !

સંસારી ઋણ દીયે દાનવીર,
સેવાને રસરંગઃ
ભક્તિલાં ઘેલાં જન ઘૂમે,
પરિચરણને પ્રસંગ !
રસિક ! ઋતુરાસ રમો ઉછરંગ !

૧૨–૧૦–૧૩



# ભાઇનું ગીત.

( મ્હાડ )

ભાઇ ભલા ભગવાન,
ભાઇને સુહાગનાં સન્માન !
સં ભા ળે ભ ગ વા ન,
ભાઇ તો ભેળાને ગુણજાણ !

શિર જયમોર અમોલ,
ભાઇને હૈયે ફૂલ હિન્ડોલ !
શિરે દેશ ને રાજ્ય;
ભાઇને દિલ સંસાર સમાજ!

આંગળ વીંટી સુહાય,
ભાઇથી સુર–શૃંગાર દીપાય !
આંગળિયો જ અનાથ,
ભાઇ તો દેવ સમા સાક્ષાત !

ભાલે ચન્દન બીજ,
ભાઇને ફળજો અનેક વિધ !
આ ણા ભા ને ચ ન્દ્ર
ભાઇનો પૂર્ણોદય હો ! સ્વતંત્ર,

૨૦–૧૦–૧૭



# બાળક અને ફૂલ.

( આશાવરી—ત્રિતાલ. )

નાનાં નાનાં બાળકો, ને—
નાનાં નાનાં ફૂલ !
ઓ વ્હાલાં ! કોઇ કહેશો કેઃ—
ક્હેનાં વધુ મૂલ્ય !
વ્હાલાંમાં વ્હાલાં પ્રભુતુલ્ય !

નાનાં નાનાં બાળકો—
આશા કિરણનાં કુળ !
નાનાં નાનાં ફૂલડાં તો—
ઝુમઝુમતાં રસમૂળઃ
વ્હાલાંનાં દર્શન પ્રભુતુલ્ય !

નાના નાનાં બાળકો—
નવરંગી બાલ વસંતઃ
નાનાં નાનાં ફૂલડાં તો—
સોળ કળાયલ ચન્દ્ર !
વ્હાલાંનો તે કાંઇ આનન્દ !

નાનાં નાનાં બાળકોનાં—
હસવાં ઉર ઉછાળઃ

# ભાઇનું ગીત.

( મ્હાડ )

ભાઇ ભલા ભગવાન,
ભાઇને સુહાગનાં સન્માન !
સંભાળે ભગવાન,
ભાઇ તો ભેળાને ગુણજાણ !

શિર જયમોર અમોલ,
ભાઇને હૈયે ફૂલ હિન્ડોલ !
શિરે દેશ ને રાજ્ય;
ભાઇને દિલ સંસાર સમાજ!

આંગળ વીટીં સુહાય,
ભાઇથી સુર–શૃંગાર દીપાય !
આંગળિએ જઇ અનાથ,
ભાઇ તો દેવ સમા સાક્ષાત !

ભાલે ચન્દન બીજ,
ભાઇને ફળજો અનેક વિધ !
આણા ત્માને ચન્દ્ર
ભાઇનો પૂર્ણોદય હો ! સ્વતંત્ર,

૨૦–૧૦–૧૩



# બાળક અને ફૂલ.

( આશાવરી—ત્રિતાલ. )

નાનાં નાનાં બાળકો, ને–
નાનાં નાનાં ફૂલ !
઒ વ્હાલાં ! કોઇ કહેશો કેઃ–
કહેનાં વધુ મૂલ્ય !
વ્હાલાંમાં વ્હાલાં પ્રભુતુલ્ય !

નાનાં નાનાં બાળકો–
આશા કિરણનાં કુળ !
નાનાં નાનાં ફૂલડાં તો–
ઝૂમઝુમતાં રસમૂળઃ
વ્હાલાંનાં દર્શન પ્રભુતુલ્ય !

નાના નાનાં બાળકો–
નવરંગી બાલ વસંતઃ
નાનાં નાનાં ફૂલડાં તો–
સોળ કળાયલ ચન્દ્ર !
વ્હાલાંનો તે કોઇ આનન્દ !

નાનાં નાનાં બાળકોનાં–
હસવાં ઉર ઉછાળઃ

# દીવાળી દીવાળીએ.

( અલ્યારૂની અસલી બાલવાતનો ઢાળ )

દીવાળી દીવાળીએ દીવડા પૂરિયે:
અખંડ દીવડે દિવસ ઉજાળિયે !

એ દીવડો તો પ્રાણ પુરાણ:
દિલ દેવળિયે વસે સુજાણ !

દિલને દીવડે હેત જ પૂરિયે:
અજવાળે આંખડલી ભરિયે !

ઉજળી આંખે એકાકાર:
ઝૂલે દિલ દીવાની હાર !

લલિતકલા જીવનની પૂરિયે:
શારદ મા ! શરદે વિનવિયે ।



## ઉત્સવોના દિવસોમાં.

( મનહર છંદ )

ઉત્સવોના દિવસોમાં એક ઉછળે આનન્દઃ
એથી પ્રભુ ! દિલની અમ દુનિયાં ઉજાળજો !
ઉત્સવોના દિવસોમાં એક નાચતો ઉમંગઃ
એથી પ્રભુ ! કોડ પૂરી વ્હાલાંને વિલસાવજો !
ઉત્સવોના દિવસોમાં એક દીપે લ્હાવ વ્હાલાઃ
એમ પ્રભુ ! કલ્યાણનાં કર્મોને દીપાવજો !
ઉત્સવોના દિવસોમાં સઉ દિસે ઉજમાળાંઃ
એવાં પ્રભુ ! વીરસમ વત્સલ સુહાવજો !



## ભક્ત નરસિંહ મ્હેતાનું જયકીર્ત્તન.

( ધીરા ભકતના પદની ધૂન )

નરસિંહ મ્હેતા, રે !
નરમાં શૂરા સિંહ સમાઃ હોજી !
કહેતા તેવું રહેતાઃ રે !
એ નર પૂરા સિદ્ધ સમાઃ હોજી !

આત્મજ્યોતથી ઉજળી આંખે ઉજળું જોય:
જગજંજાળ ઉકેલતાં સંસારી સાધુ સ્હોય !

નેહ જીવનના નેતા, રે !
નિર્મળ નીરની મૂર્તિ સમા: હોજી !

સોળે સાન જ આવતાં જગત અતિથિરૂપ:
તેની પરિચર્યા કરે તે જીવતર તો પ્રભુ રૂપ !

ગુપ્તદાન જે દેતા, રે !
અભયતણા એ આણે સમા: હોજી !

૨૬-૧૦-૧૩



## વ્હાલાંઓને વન્દન.

( મનહર–ત્રિતાલ, આશાવરી )

ભાવથી સંભારનારાં:
બારણે બોલાવનારાં:
પ્રાણથી તો પૂજનારાં:
વ્હાલાંઓને વન્દિયે !

સાને સમજાવનારાં:
શરણ ઝૂકાવનારાં:
લગની લગાવનારાં:
વ્હાલાંઓને વન્દિયે !

વાંકને વિસારનારાં:
ગુણને ગજાવનારાં:
હસાવી નચાવનારાં:
વ્હાલાંઓને વન્દિયે !

આનન્દ ઉછળાવનારાં:
રસીલાં રીઝાવનારાં
સંસાર સુહાવનારાં:
વ્હાલાંઓને વન્દિયે !

જીવન જીતાવનારાં:
પ્રભુતા બતાવનારાં:
પ્રભુ પરખાવનારાં:
વ્હાલાંઓને વન્દિયે !

૨૬-૧૦-૧૩



## શ્રીમંત સયાજીરાવ મહારાજાને સ્વાગત.

( ચોપાઇ )

વડોદરાના રાજલવીર,
હિન્દીના હૈયાના હીર:
બજરંગી સમ બાવનવીર–
એ શ્રી સયાજીરાવ સુધીર !

વિદેશમાં કીર્તિને કેંદ્ર,
સદા ઘૂમી રહોજીઃ રાજેન્દ્ર !
સ્વદેશ તારક ! સ્થિર પ્રકાશ,
પૂરો પુણ્ય મધુરી આશ !

જોઇ વળો જગ અનંત દિશઃ
સુકાન ચલવો પન્થ અભીષ્ટ !
ઇન્દુસ્થાને હિંદુસ્થાન,
નરેન્દ્ર ! સ્થાપો જગવિશ્રામ !

ભલે પધાર્યા આજ સ્વદેશઃ
તમ પગલાં ત્યાં આશાએશઃ
પરભૂમિ પરખાયલ રત્ન !
ચિંતામણિ સમ ઝૂલો અખંડ !

૬-૧૧-૧૩



## કલાપીનાં સ્વર્ગસ્થ રાજપુત્રીના સ્મરણમાં.

( લલિત છંદ )

સખિ પિતાતણી દ્રષ્ટિ ઠારતાં–
  દિવસ કૈંક મેં નિરખ્યાં હતાં,
પ્રિય કલાપીનાં પુત્રી એ વળ્યાં–
  પ્રભુજીને બીજે લોકઃ સાંભળ્યાં !

સખિ ! પિતા તણા ગુણ કેળવી–
 કંઇ હૃદયે જતાં રાજબાળકી !
પ્રિય કલાપીની ભવ્ય સૌમ્યતા–
 નીવડી લાખની રાજરમ્યતા !
રસ કરૂણની રેલમાં વહ્યો–
 સમય જે સખિ ! હું જતો હતોઃ
પ્રિય કલાપી તે દિન તેડતા,
 બહુ બતાવતા દીનબન્ધુતા !
સ્મરૂં ન શું ? સખિ ! પુણ્ય જે સમે–
 મનભર્યાં પિતા પુત્રી તો રમેઃ
પ્રિય કલાપીની ધન્ય એ પળે–
 હૃદય ઉજળે આંસુ ઉછળે !
પ્રિય કલાપીના દ્રષ્ટિયોગમાં,
 અમર આશના દેશ દિસતાઃ
રસ ભર્યાં અહો ! સ્નેહી દર્શને–
 સુભગ ભાવિના ભાવ વિલસે !
જીવન એ બળે કાવ્ય લાગતું–
 રસ કલા ધ્વનિ પૂર્ણ ખીલતું !
પ્રથમથી સદા સ્નેહી ઘેલડાં–
 દિલ ઉદારથી તો નિભાવતાં !
હત કલાપી ને રાજપુત્રી એ–
 હત ઉપાસતાં સ્નેહ ભક્તનેઃ

સુગત આત્મની જ્યોત ખેલડીઃ
　　પ્રભુ ! પ્રશાંત એ સિંચજો અમી !
મરણ જે સદા આમ આવતું–
　　જીવન જન્મને તે જગાવતું !
સ્મરણ સ્નેહીને તો હવે, સખિ !
　　પ્રણય સેવને જીવવું નકી !

૭–૧૧–૧૩



## નવલાં હાસ્ય.

( ચોપાઈ. )

નવલ સમયનાં નવલાં હાસ્ય,
હસાય ત્યાં સ્વર્ગીય વિલાસ !
જગત ઉછળે હસતે શ્વાસઃ
પ્રસરે સઘળે પ્રાણ સુવાસ !
વિનોદની લ્હેરે ઝૂલાય,
આત્મા થનગન થનગન થાય !
જન્મ મહાશય સુખ ઝળકાયઃ
નયણે મૂર્ત વિજય મલકાય !
ઉદય દશાનાં ઉજળાં ચિન્હ,
છજાવજો પ્રભુ ! એ નિશદિન !




---

## અનેક ભેટ ઈનામોના લાભ સાથે,

એક મ્હોટામાં મ્હોટું, સોંઘામાં સોંઘુ, અદ્વિતીય,
મનહર, રસીલું, સુબોધક, સર્વોપયોગી
સુનીતિપૂર્ણ, આનંદ, ગમ્મત જ્ઞાન-
ગોષ્ટિ આપનાર,

સરસ વાર્તાઓના
મહાસાગર રૂપ

# वार्तावारिधि.

### સચિત્ર માસિક.

પ્રવર્તક,

**श्री भारतीभक्त मंडळ.**

પ્રયોજક.

**ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ.**

સરકીવાડ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂપિયા બે. પોષ્ટેજ આના ચાર.



## વાર્તાના શોખીનો!

જુઓ.

# સંસાર દર્પણ.

સ્વ૦ બાબુ રમેશચંદ્ર દત્તની સર્વોત્તમ, સંસારનું આબે-
હુબ ચિત્ર દર્શાવનારી, પ્રેમ, સ્વદેશભક્તિના ઉત્તમ આદર્શવાળી પ્રગ-
તિના વિવિધ વિચારોથી ભરપૂર નવલકથા, "સમાજ" નો ગુજ-
રાતી અનુવાદ, વિદ્વાનો, સુધારકો સર્વને વિચારવા યોગ્ય. સાદી પણ
જુસ્સાદાર ભાષા, અનુવાદક-નર્મદાશંકર-બાળાશંકર ( બાગ
નરનાથ ઇ. ના અનુવાદક ) ઉંચા કાગળ, સુંદર છપાઇ, પાકું પૂઠું
સોનેરી નામ, મૂલ્ય રૂા. ૧ ) જૂલાઇ સુધી માત્ર રૂા. ૦॥। )
આજેજ લખો.

# ચંદ્રપ્રકાશ.

ધર્મ, સંસાર, આરોગ્ય, વિનોદ વિગેરે વિવિધ વિષયોની ચર્ચા
કરતું લોકપ્રિય સચિત્ર માસિક પત્ર. દર માસે રસિક ચાલુ વાર્તા
દર વર્ષે એક પુસ્તક ભેટ. હાલની ચાલુ વાર્તા "સ્નેહ લગ્ન"
લવાજમ પોસ્ટેજ સાથે રૂા. ૧। ) આ બધા માટે આજેજ લખો
વિલંબ કરતા ના.

**ચંદ્રપ્રકાશ ઑફિસ.**

ભાગાતળાવ સુરત.

## અનેક ભેટ ઈનામોના લાભ સાથે,

એક મ્હોટામાં મ્હોટું, સોંઘામાં સોંઘું, અદ્વિતીય,
મનહર, રસીલું, સુબોધક, સર્વોપયોગી
સુનીતિપૂર્ણ, આનંદ, ગમ્મત જ્ઞાન-
ગોષ્ટિ આપનાર,
સરસ વાર્તાઓના
મહાસાગર રૂપ

# वार्तावारिधि.

### સચિત્ર માસિક.

પ્રવર્તક,

**श्री भारतीभक्त मंडळ.**

પ્રયોજક.

**ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ.**

સરકીવાડ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂપિયા બે. પોષ્ટેજ આના ચાર.



# પ્રાતઃકાલ

નામનું માસીક આજ બાર વર્ષથી પ્રસિદ્ધ થાય છે, અને ગુજરાતીમાં પ્રસિદ્ધ થતાં માસિકોમાં તે **સર્વોપરિ** ગણાય છે. તે બાળકોને, સ્ત્રીઓને, વૃદ્ધને, વિદ્યાર્થીઓને ( Students ) અને તમામ ધર્મના મનુષ્યોને આ સમયમાં ઘણુંજ ઉપયોગી છે. લવાજમ માત્ર દોઢ રૂપૈઆે જ પોસ્ટેજ સાથે છે. અને દરવર્ષે એક **ઉત્તમ** ભેટ પણ મળે છે. નમુનાનો અંક મફત મળે છે.